બાલસાહિત્યમાળા—૧૦

# કુમારવીરસેન

લેખક

ચન્દ્રશંકર મણિશંકર ભટ્ટ

સંપાદક

ચરોતર એજ્યુકેશન સોસાયટી

આણંદ

પ્રકાશક

પુસ્તકાલય સ. સ. મંડળ લિ.

રાવપુરા, વડોદરા

# લેખકના બે બોલ

'બાલમિત્ર'માં 'કુમાર વીરસેન'ની વાર્તા શરૂ થઇ અને તે એનાં વાંચકોને અત્યન્ત પ્રિય થઇ પડી. પુસ્તકાકારે એ પ્રકટ કરતાં બાલમિત્રોએ એને પણ સારો આવકાર આપ્યો.

ઘનઘોર જંગલમાં સિંહ–વાઘ સાથે ઝઝૂમી આવેલા વીરસેન–વીરપાળે થોડોક આરામ લીધો, ત્યાં ચોરીની અણધારી આફત આવી બન્ને જણ થાકયા પાકયા છતાં વળી પાછા સાહસ કરીને નીકળી પડયા ને બીજો ભાગ શરૂ થયો. 'બાલમિત્ર'ના વાંચકોને તો આ બીજો ભાગેય પ્રિય થઇ પડયો હતો. જુદી ચોપડી રૂપે એ કેવું આકર્ષણ કરે છે એ હવે જોવાનું છે.

ગુજરાતનાં બાળકો નિર્માલ્ય નથી. પ્રસંગ પડયે તેઓ અથાગ પરિશ્રમ ને સાહસ ખેડી શકે એ આદર્શ આ વાર્તામાં છે. અવલોકન, સમયસૂચકતા ને ધીરજ વગેરે બાબતો તો સાથે સાથે સહજ રીતે આવી જાય છેજ.

ઈશ્વિરકૃપા હોય તો વીરસેન–વીરપાળનાં અન્ય સાહસ વૃત્તાન્તો પણ ભવિષ્યમાં લખવા વિચાર છે.

'બાલોદ્યાન' કાર્યાલય,
વડોદરા
તા. ૭:૯:'૩૧

ચન્દ્રશંકર મણિશંકર ભટ્ટ

# અનુક્રમણિકા


| પ્રકરણ | વિષય | પૃષ્ઠ |
|---|---|---|
| ૧ | ચોરી! | ૧ |
| ૨ | પગલાં પારખ્યાં | ૩ |
| ૩ | ભાળ મળી! | ૭ |
| ૪ | જેહો રબારી | ૧૩ |
| ૫ | અણધાર્યો અકસ્માત | ૧૬ |
| ૬ | વાઘીણ કાતર | ૨૨ |
| ૭ | ઘાયલ! | ૨૬ |
| ૮ | ફરીથી હરામખોરો પાછળ! | ૩૦ |
| ૯ | પત્તો મળ્યો! | ૪૦ |
| ૧૦ | કેદી! | ૪૭ |
| ૧૧ | ભયંકર ખબર! | ૫૨ |






ટેકરી પાસે આવી અમે નીચે નદીની રેતી તરફ જોયું. (પ્રકરણ ૯મું)




## પ્રકરણ ૧લું

## ચોરી!

ચૈત્ર વદ પડવાનું ભળભાંખળું હતું. હું મારી પથારીમાં સૂતો હતો. પાસે જ વીરપાળ હતો.

ગઇ કાલના મેળામાં ખૂબ ખૂબ રખડીને અમે મધરાત પછી સૂતા હતા. હજી થાક નહોતો ઉતર્યો, આંખમાંથી ઉંઘ નહોતી ઉડી.

અચાનક પાસેના ખંડમાં કંઈક ગડબડ સંભળાઇ! જાણે ભણકારા આવ્યા. ચોરી! ચોરી!

હું સફાળો જાગી ઉઠ્યો. વીરપાળ પણ ઉભો થઇ ગયો. ને અમે બીજી પળે પાસેના ખંડ તરફ દોડ્યા.

ખરેખર, ભણકારા સાચા હતા! ગભરાયલાં માણસ આમ-તેમ દોડતાં:હતાં, બાની આંખમાંથી આંસુની ધારા વહેતી'તી: એ બ્હેબાકળાં બની ગયાં હતાં!

પાસે દોડી જઈને મેં પૂછ્યું, "બા, છે શું? અમને તો કહો."

બાએ એકવાર મારા સામું જોયું. એ કંઈક કહેવા જતાં હતાં; પણ એટલામાં ફરીવાર મુંઝાઈ ગયાં ને એક અક્ષરે ય બોલ્યા વિના ધરતી ઉપર ઢળી પડયાં!

ગભરાતાં ગભરાતાં એક દાસીએ કહ્યું, "બાપુ, મધરાતના ચોકીઆતને મારી નાખીને કોઇક ચોરી કરી ગયું છે, ને જતાં જતાં બાપુને માથામાં ઘા કર્યો છે!"

"બાપુજીને ઘા? કયાં છે?"

પાછલી પરસાળમાં માણસો દોડાદોડી કરતાં હતાં એનું કારણ મને હવે સમજાયું.

વીરપાળને ત્યાં બેસાડીને હું પાછલી પરસાળમાં દોડયો.

× × ×

અમારાં શરીર ક્રોધથી ધ્રૂજી ઉઠયાં. અમારા મહેલમાં ચોરી? અમે લૂંટી આણેલું ઝવેરાત જાય એની ફિકર ન હોતી; પણ સાથે બાનો હાર ચોરાયો હતો! ને જેને એ ઘડીય વીંખું નહોતાં મૂકતાં એ કીમતી મંગળસૂત્ર પણ ચોરાયું'તું! વધારામાં બાપુજીને ઘા કર્યો'તો!

અમે એ જ પળે પ્રતિજ્ઞા લીધી કે "એક મહિનામાં જ ચોરનો પત્તો ન મેળવીએ તો અમારૂં નામ વીરસેન-વીરપાળ નહિ."



## પ્રકરણ ૨જું

### પગલાં પારખ્યાં

સૂરજ ઉગ્યો ત્યાં તો અમે તૈયાર થઈ ગયા. એકએક ભાલો ને બન્દૂક લઈ લીધાં ને કેડે તરવાર લટકાવી દીધી.

રૂપા જાદવે મારી પવનવેગી માણકી પલાણી. વીરપાળે પણ એનો ઘોડો તૈયાર કર્યો.

બા બાપુ તો હજી ય બેભાન જેવાં પડયાં હતાં, એમની ચાકરી કરવાનું છોડીને બહાર પગ મૂકતાં અમારાં કાળજાં ચીરાઈ જતાં હતાં; પણ શું કરીએ? અમારે તો ગમે તે ઉપાયે ચોરીનો પત્તો મેળવવો'તો.

રૂપો જાદવ અમારી સાથે આવવાનો હતો. રૂપો આજ દશ વર્ષથી અમારે ત્યાં ચાકરી કરે છે. બાપુજીનો એ જમણો હાથ છે. એણે અમારી સાથે આવવા કહ્યું. કંઇક ભાન આવતાં બાએ એને અમારી ભાળ સોંપી હતી.

છલંગ મારીને હું માણુકી ઉપર સ્વાર થયો. માણુકી થનગની ઉઠી. પવનવેગનું એને ય ગુમાન હતું !

વીરપાળ પણ ઘોડે બેઠો.

ડેલીને બારણે રૂપો પણ તૈયાર થઇને ઉભો હતો. અમે ઇસારત કરી ને એ ઘોડે ચડયો.

ડેલીની ઉત્તર દિશા તરફ ઝાઝી વસતિ ન હતી. ઘણીવાર ચોર એ તરફ નાશી જતા. ઉતાવળે મેં માણુકીનું મોં ઉત્તર તરફ વાળ્યું, ને લગામ ખેંચી. બીજીજ પળે માણુકી હવામાં જાણે તરવા લાગી.

વીરપાળ ને રૂપા જાદવનાં ઘોડાંય કાંઇ ઉતરે એવાં ન હોતાં. એટલે એ પાછળ નહિ પડી જાય એની ખાતરી હતી.

આંખ મીંચતામાં અમે અડધોક ગાઉ કાપી નાખ્યો. માણુકી ભોંય સરસી થઇ થઇને પન્થ કાપતી હતી. પાછળ થોડે થોડે છેટે વીરપાળ ને રૂપો જાદવે ય આવતા હતા. વાટમાં અમે ચોરનાં પગલાં પારખ્યાં હતાં. પાંચેક જણ હોય એમ લાગતું હતું.

આ હમણાં પાંચે ય જણને પકડી પાડીશું એવી અમને ખાતરી થવા લાગી.

વાટમાં એક ઠેકાણે ખાલી કરેલી એક પેટી પણ જણાઇ! ને અમે ઘોડાં ઉપાડયાં. જોતજોતામાં એક ગાઉ કાપી નાખ્યો.

એક નાનું કોતર આવ્યું. શરીર આખુંય સંકેલીને માણકીએ કૂદકો માર્યો ને એ સામી પાર જઇ પડી. પાછળ વીરપાળનો ઘોડો પણ ઠેકયો. પણ એટલામાં રૂપા જાદવની બૂમ સંભળાઈ: "બાપુ! જરા થોભજો. એ મારગ ખોટો છે."

"હું?"

અમે ઘડીક થંભી ગયા. રૂપો જાદવ નીચે ઉતરીને ભોંય ઉપરનાં પગલાં તપાસતો હતો.

રૂપો ઉસ્તાદ પગી પણ હતો. પગલાં પારખીને એણે કેટલીય ચોરીઓ પકડી પાડી હતી. કોતરમાંના રસ્તે થઈને અમે પાછા રૂપા પાસે જઇ પહોંચ્યા.

રૂપાએ આમતેમ જોયું, એ જરા દિલગીર દેખાયો!

ઉતાવળે અમે એને પૂછયું, "શું છે?"

રૂપાએ કહ્યું, "બાપુ, ચાર ચોર આમ ઉગમણી દિશાએ નાઠા છે ને એકજ જણ આ મારગે જાય છે. બાપુ, ને પેલા ચારેય જણ ઉંટ ઉપર નાઠા છે!"

હવે?

"ને બાપુ, એમો દગાબાજ નીકળ્યો!"

"શું?" "શું?"

"બાપુ, ખેમાએ દગો દીધો! એ ય આ ચોર ભેળો છે!"

ખેમો અમારો જૂનો નોકર હતો. આજ કેટલાંય વર્ષોથી એ અમારા મહેલમાં કામ કરતો હતો.

એકવાર શિકારમાં ખેમાના એક પગનો પંજો કપાઇ ગયો હતો, ને ત્યારથી એ ઠુંઠો જોડો વાપરતો હતો. પેલો એક માણસ એ આ ખેમો જ હતો, એમ નક્કી થયું.

હવે શું કરવું? ખેમાને પકડવો કે પેલા ચારની પાછળ પડવું?

ખેમાથી બહુ દોડી શકાતું નહિ એટલે એ ઘડી બે ઘડીમાં જ પકડાઇ જશે એની તો ખાતરી હતી; પણ ચોરીનો માલ એની પાસેથી ન નીકળે તો? તો વળી પાછા પેલા ચારની પાછળ પડવું પડે ને વખત મળતાં તો એમની સાંઢણીઓ ક્યાંની ક્યાં ય નાશી જાય.

છેવટ અમે ખેમાની પાછળ જવાનું છોડીને ઉગમણે માર્ગે ઘોડાં મારી મૂક્યાં.



## પ્રકરણ ૩જું

### ભાળ મળી!

આખો દિવસ માણકીએ દોડયા કર્યું. પાછળ થોડે થોડે છેટે વીરપાળ ને રૂપા જાદવનાં ઘોડાં પણ રસ્તો કાપતાં હતાં. વચ્ચે વચ્ચે ગામડાં આવતાં ને ચાર ઉંટ-સ્વારો ગયાની ભાળ મળતી.

આ હમણાં પકડી પાડીશું, એવી આશાએ અમે ઘડી-ય થોભ્યા વિના ઘોડાં દોડાવતા હતા. સાંઝ પડવા આવી, દહાડો જળવજળ રહ્યો. દૂર દૂર ઝાડનાં ઝુંડમાં થોડાંક છાપરાં જણાવા લાગ્યાં.

હવે અમે અજાણી ધરતીમાં મુસાફરી કરતા હતા. રૂપો જાદવે ય આ ભાગનો ખાસ ભોમીયો નહોતો. પેલા

ગામમાં પહોંચીને આગળના ભાગની માહિતી મેળવવી ને પછી ઠીક લાગે તો રતોવાઈ જ આગળ ઉપડવું એવું અમે ઠરાવ્યું.

જોતજોતામાં અમે પેલા ગામડા નજીક આવી પહોંચ્યા. એક ગંભીર વડલા નીચેથી હું અને વીરપાળ પસાર થઇ ગયા.

પણ ત્યાંથી પસાર થતાં રૂપા જાદવની બારીક નજર રસ્તાની બીજી બાજુ પર પડી. એણે બૂમ પાડી, "બાપુ, વળી જરા થોભજો."

અમે થંભ્યા.

રૂપા જાદવે રસ્તાની બીજી તરફ એક બાજુએ કંઇક લીસોટા જોયા હતા. દોડતે ઘોડે ય એનું પગલાં પારખવાનું કામ ચાલુ જ રહ્યું હતું !

અમે ટપોટપ નીચે ઉતરી પડયા ને પેલા લીસોટા તરફ ગયા. આંખો જરા ઝીણી કરીને રૂપાએ અનુમાન કર્યું, "બાપુ, હરામખોરો અહીં ઘડીક થોભ્યા છે. અહીં કોઇક એમની સામે થયું લાગે છે! પણ બાપડો કેદ પકડાયો !"

અમે તો રૂપા તરફ જોઇ જ રહ્યા. રૂપો શું બધું સાચું કહેતો હતો? એને એ બધું સમજાયું શી રીતે?

પણ રૂપા જાદવને અમે બરાબર રીતે ઓળખતા હતા. એનું અનુમાન કદિ ખોટું ન જ પડે એવી અમારી ખાતરી હતી.

અમને તો હવે એ સામે થનાર માણસ કોણ હશે એની મુંઝવણ થવા લાગી.

ગામમાં જતાં કંઇક ખબર મળશે એમ ધાર્યું. ઘોડાંની લગામો ઝાલીને અમે ધીરે ધીરે ચાલવા લાગ્યા. બે ચાર ડગલાં આગળ ચાલતાં જ અમે લાકડાનું એક કમંડળ જોયું. મેં કમંડળ ઉંચકી લીધું. એટલામાં વીરપાળ બોલી ઉઠયો: "અરે, વીંટી!"

અમે ઘડીક થંભી ગયા. આ બધું શું? આ વીંટી કોની હશે? કમંડળ કોણે નાખી દીધું હશે? પેલા લુંટારાની સામે થનાર માણસ જ એ બેય ચીજોનો માલિક હશે કે નહિ?

બારીકાઇથી જોતાં કમંડળ ઉપર બાળબોધમાં अ કોતરેલો હતો. વીંટી ઉપર પણ ઝાંખો अ જણાતો હતો. અમે ત્રણે જણ વધારે ગુંચવાયા. એકલા अ અક્ષર ઉપરથી સમજવું શું? એ કોઇ સાધુનાં હશે? અમારો કોઇ મિત્ર હશે? ને સાધુ હોય તો એના પાસે વીંટી કયાંથી?

છેવટ ગામમાંથી કંઇક વધારે વિગત મળશે એમ ધારીને અમે ગામ તરફ ચાલ્યા. અંધારૂં પડી ગયું હતું. અથડાતા કૂટાતા અમે ગામમાં આવી પહોંચ્યા. ન્હાનકડા તળાવની પાળ ઉપર એક શિવાલય હતું ને નીચાણમાં, ગામની અડોઅડ, એક મોટી ધર્મશાળા હતી.

ઘોડાંને પાણી પાઇને અમે ધર્મશાળાને ઓટલે ઘડીક બેઠા.

રૂપાએ ગામના મુખીને મળી આવવાનું માથે લીધું. થાકીને લોથ થએલા અમે ઓટલા ઉપર આડા પડ્યા.

બેએક ઘડી વીતી ગઈ, તોય રૂપો જાદવ પાછો ન ફર્યો. અમને હવે એની ચિન્તા થવા લાગી. એટલામાં મશાલના અજવાળામાં અમે રૂપાને મુખીની સાથે આવતો જોયો. રૂપાએ અમારી વાત કરી હશે એટલે મુખીએ આવીને અમને રામરામ કર્યા ને બાપુજીની ખબર પૂછી. એ બાપુજીને ઓળખતો હશે.

બિચારો મુખી ગળગળો થઈ ગયો હતો. એણે કહ્યું, "અરે બાપુ, એ હરામખોરોએ તો અમારૂં નાક વાઢ્યું છે! અમારી હદમાંથી એક સાધુ મહારાજનેય એ પકડી ગયા છે! હું તો વાડીએ હતો બાપુ, નહિ તો એ હરામખોરોના ભાર શા છે કે જીવતા જાય?"

મુખીની બીજી વાતચીત ઉપરથી અમને લાગ્યું કે પેલી ભાગોળે સામો થનાર કોઇ સાધુ હશે.

પણ ત્યારે પેલી વીંટીનું શું?

મુખીને પૂછતાં એ સંબંધી કાંઇ વધુ માહિતી ન મળી. સાધુ બે ચાર દિવસથી ત્યાં આવેલો એટલું જ એ જાણતો હતો.

હવે અમે મુખીને આગળનો મારગ પૂછ્યો.

મુખીએ ઘડીક વિચાર કર્યો ને પછી કહ્યું, "બાપુ, અત્યારે તો મહેર કરો. આ અહીંથી અડધા જ ગાઉ ઉપર

 

અધગાઉનું ઉંડું કોતર છે ને એની પાર જંગલ જેવું છે. ધોળે દિવસેય એ તરફ ભો જેવું હોય છે."

વળી મુખીએ કહ્યું, "આખા દિવસની મજલથી તમારાં મોંઢાં લેવાઇ ગયાં છે. આ બાપડાં જનાવરોય થાકીને લોથ થઇ ગયાં છે, એટલે આપ હમણાં તો આરામ કરો."

મુખીનું કહેવું સાચું હતું. અમે થાકી તો ગયા જ હતા. ભૂખેય લાગી હતી; પણ તોયે નાશી જતા હરામખોરોનો કેડો લેવાનું મન થઈ ગયું.

પણ મુખી તો બે હાથ જોડીને વિનવણીઓ ઉપર વિનવણીઓ કરતો હતો. એણે જાતે થોડાંક માણસ લઇને તપાસ કરી આવવાનું માથે લીધું. છેવટ અમારે મુખીની વાત કબૂલવી પડી.

× × ×

ધણીંગ ધણીંગ નગારૂં ધણધણ્યું ને જોતજોતામાં ગામનાં માણસો ભેળાં થઇ ગયાં.

થોડીક પૂછપરછ કરતાં જણાયું કે બપોર પછી અહીંથી ચાર ઉંટસ્વારો નાશી જતા હતા. એક માણસે એવા વાવડ આંયા કે કોતરની પેલી પાર અડધાક ગાઉ ઉપર એણે દૂરથી ચારેય સ્વારોને જોયા હતા. પવનવેગી સાંઢણીઓ સાંઝ પડતાં તો કયાંય પહોંચી ગઇ હશે એમ સૌને લાગ્યું. અમેય વિચારમાં પડી ગયા. અંધારૂં થયું હતું, અજાણી ધરતી હતી, ઘોડાંય થાકીને લોથ થઈ ગયાં હતાં.

એમનો કેડો લેવો શી રીતે?

મુખીનેય રોમેરોમ રીસ ચઢી હતી. એણે બે ત્રણ સાથીઓ તૈયાર કર્યા ને કોતરમાં તપાસ કરવાનું માથે લીધું.

બીજાં બે ત્રણ માણસોને અમારી બરદાસ કરવા રોક્યાં: ને એ મશાલ સાથે કોતર તરફ ઉપડયો. અમે એમની સાથે જવાનો ઘણોયે આગ્રહ કર્યો પણ મુખીએ અને બીજાંએ અમને ઘણી વિનવણી કરીને અત્યારે તો ત્યાંજ થોભવા જણાવ્યું.

અમને રીસ ઓછી નહોતી ચઢી; પણ શું કરવું? છેવટ પ્હો ફાટતાં ઉપડવાનું નક્કી કર્યું. એટલામાં ઘોડાંનો થાક ઉતરી જશે ને મુખી પણ થોડીક તપાસ કરી લાવશે એમ લાગ્યું.

બધાંએ ખૂબ બરદાસ કરી ને ખાધું ન ખાધું કરીને અમે ઘડીક આડા પડયા.

પ્હો ફાટવાની થોડીજ વાર હતી. અમે જાગતા પડયા રહીને વાતો કરતા હતા; ત્યાં દૂર દૂર મશાલનું અજવાળું જણાયું. મુખી ભાળ કાઢીને પાછો આવતો હતો.

અમે બેઠા થઇ ગયા.



## પ્રકરણ ૪થું

## જેહો રબારી

**કોતરની** પેલી મેર બે ત્રણ ગાઉ સુધી મુખી ભાળ કાઢી આવ્યો હતો. હરામખોરો આજ રાત્રે કોતરના ઉપરવાસમાં રોકાવાના છે એટલી ચોક્કસ ખબર એને મળી હતી.

મુખીએ એ બધી વાત કહીને પોતાની સાથેના એક રબારી તરફ આંગળી કરી કહ્યું, "બાપુ, આ જુવાન જેહો આજ આપણો સાથ કરશે. હરામખોરોનાં ઘણાં રહેઠાણનો એ ભોમિયો છે."

અમે જેહા તરફ જોયું. એણે અમને ભાવથી રામરામ કર્યા.

જેહો જુવાન હતો. હજી મુછનો દોરોય નહોતો ફૂટયો ત્યાં તો એણે ડાંગ વડે જ બે વાઘનો શિકાર કરી નાખ્યો’તો. એક વાર એક ભયંકર ચિત્તા સાથે બાથંબાથા આવીને એણે એને પૂરો કર્યો’તો. એ બધી વાતો મુખીએ કહી.

એક ઘડીમાં જેહો અમારો ખરેખરો ભાઇબન્ધ બની ગયો.

હરામખોરો આ જ રાતે ‘વાઘીઆ ચોરા’માં ભેળા થવાના છે, એવા વાવડ લાવનાર આ જેહો જ હતો.

× × ×

બપોર થયા.

મુખીએ જમવાની સગવડ કરી દીધી’તી. ખાઇને તાબ-ડતોબ ઉપડવું એવું અમે નક્કી કરી લીધું.

બપોર થયા. સૂરજ ભગવાન બરાબર માથા ઉપર તપવા લાગ્યા. અમે હાથ મોં ધોયાં ને તરત લગામો સંભાળી.

ઘડીક આરામ કરવા મુખીએ કહ્યું; પણ અમે તો આટલો વખતેય માંડમાંડ રોકાઇ શકયા હતા. છેવટ મુખીએ હા કહી. એય અમારી સાથે આવવા તૈયાર થયા. ને અમારી પાંચ જણની ટોળીએ ઘોડાં મારી મૂકયાં.

જોતજોતામાં અમે પેલા કોતર પાસે આવી પહોંચ્યા. સાચેજ, મુખીનું કહેવું ખરૂં હતું. અધ ગાઉનું ઉંડું કોતર હતું. અજાણ્યાને દિવસેય ગોથાં ખાવાં પડે એવું કામ હતું!

મુખીએ પોતાનો ઘોડો સૌને મોખરે રાખ્યો હતો ને એની સાથે પૂરવેગે જેહો પગે ચાલતો હતો. એક સાંકડી વાટમાં થઇને અમે હળવે હળવે કોતરમાં ઉતર્યા ને બીજી

તરફ ચઢ્યા. પણ હવે ધોરી માર્ગ પૂરો થતો હતો ને એક નાની કેડી જંગલ તરફ જતી હતી.

જેહો હવે સૌને મોખરે થયો. હવે ધીરે ધીરે જંગલ વધતું હતું. મોટાં મોટાં ઝાડનાં ઝૂંડ દેખાતાં હતાં. એક ટેકરા ઉપરથી નીચે ઉતરતાં દૂરથી જેહે એનો નેસડો બતાવ્યો.

આજ રાતે હરામખોરોને પકડી પાડીએ તો કાલ જેહાના મહેમાન થવાનું અમે કબૂલ્યું. જેહો તો ખાતરી-થી કહેતો કે "આજે ચોરટાઓનું આવી પહોંચ્યું છે!"

ઘનઘોર જંગલ આવી ગયું. મોખરે જેહો ને પાછળ પાછળ અમારાં ઘોડાં પૂરવેગે ચાલ્યાં જતાં હતાં. ચોમેર અપાર શાન્તિ હતી, પંખીઓ મીઠાં ગીત ગાતાં હતાં, પણ અમારૂં ચિત્ત આજ એ તરફ નહોતું જતું: આજ તો અમારી પ્રતિજ્ઞા પૂરી થવાનો દિવસ હતો!

એક નાની સૂકી નદી વટીને અમે આગળ વધ્યા. હવે ખરેખરૂં જંગલ શરુ થતું હતું. સખ્ત તાપ પડતો હતો. અમારા કંઠ સૂકાઈ ગયા હતા.

"થોડેક ગયા પછી એક તળાવ આવશે." એમ જેહા-એ કહ્યું ને અમે ઘોડાં ઉપાડયાં. જેહો ય આગળ ઉપડયો. સૌને પરસેવાના રેબેઝેબ વળી ગયા હતા. કંઠમાં શોષ પડયા'તા.

મુખીએ અને જેહાએ અનુમાન કર્યું કે હવે વાઘીઉ કોતર માંડ બે ત્રણ ગાઉ દૂર હશે.

❧

## પ્રકરણ ૫મું

### અણધાર્યો અકસ્માત

અઘોર જંગલમાં ઘોડાં દોડતાં હતાં. અમે આતુરતાથી વાઘીઆ કોતરની વાટ જોતા હતા.

દૂર એક ટેકરો જણાયો. જેહાએ વધાઈ ખાધી કે "હવે એ ટેકરો વટાવીશું એટલે તળાવ આવશે ને ત્યાંથી પેલું કોતર એકાદ ગાઉજ દૂર રહેશે!"

અમે સાવધ થઇ ગયા. તલવારો સરખી કરી, દારૂ-ગોળી સંભાળી લીધી ને પાણી પીને તરતજ ત્યાં પહોંચી જવાનું નક્કી કર્યું.

ટેકરો વટાવ્યો. પન્દર વીસ કદમ ઉપર તળાવ જણા-તું હતું. વિશાળ તળાવ હતું. આસપાસ થોડેથોડે છેટે વડની સુન્દર ઘટા હતી. ઉતાવળે પગલે ઘોડાં તળાવ તરફ વળ્યાં. હરખથી નાચતી પાણીની લહરીઓ જોઇ અમારાં હૃદય પણ ઘડીક હરખથી નાચી ઉઠ્યાં.

પણ....પણ અમારો આનન્દ એક પળમાં જ ઉડી ગયો!

સમ્મમ્ સટ્!

એક કારમો અવાજ થયોઃ હવા જાણે ચીરાઇ ગઇ, ને ઉછળીને જેહો હેઠે પડ્યો! અમે ઘડીક થંભી ગયા. થયું શું?

અમે મુખી તરફ જોયું, પણ રાતીરાતી આંખોવાળો મુખી અમને કાંઇ કહ્યાકહાવ્યા વિના તળાવ તરફ દોડ્યો.

એક પળમાં અમે સમજી ગયા કે કોઇ દુશ્મને બાપડા જેહાને તીર માર્યું હતું. બહાદૂર વીર જેહાની છાતીની એક કોર વીંધીને તીર સોંસરૂં નીકળી ગયું હતું. ઉના લોહીનો ધોધ વહેતો હતો.

હું કૂદ્યો, પાછળ વીરપાળ ને રૂપો જાદવે ય કૂદ્યા, ને અમે જેહા પાસે જઇ પહોંચ્યા. મેં જેહાની ફાટી જતી આંખો દબાવી. વીરપાળે ફેંટો ફાડીને એના શરીર ફરતો પાટો બાંધી દીધો. દોડીને રૂપો તળાવમાંથી પાણી લઇ આવ્યો.

બેએક ઘડી સુધી અમે જેહાની સારવાર કરી, ત્યારે એને કંઈક શુદ્ધિ આવી. લાગલોજ એ પોકારી ઉઠયો: ‘હરામખોર!’ દુઃખમાં બેબાકળો બનીનેજ જેહો આમ બોલી ઉઠતો હતો. અમે એને સાન્ત્વન આપવા માંડયું.

છેવટ જેહાને બરાબર શુદ્ધિ આવી ગઈ. એણે કહ્યું, “બાપુ, વીરસેનભાઇ, મારી ફકર ન કરશો. પેલા વડલા તરફ જાવ. જુઓ, મુખી કંઇક ગડમથલ કરે છે. કોક હરામખોર પકડાય એમ લાગે છે. જાવ બાપુ, મને સારૂં થઇ જશે.”

અમે જોયું: તળાવની પેલી મેર એક ગંભીર વડલા નીચે મુખી આમ તેમ ફરતો હતો ને ઉપરની ડાળ તરફ વારંવાર જોઇને કંઈક ઇસારા કરતો હતો. રૂપાને ત્યાં બેસાડીને અમે પગપાળાજ એ તરફ દોડયા.

વડલાની છેક ઉપરની ટોચે એક ભીલ દેખાતો હતો: મોંઢે બુકાની હતી ને હાથમાં તીરકામઠું હતું.

મુખી એને નીચે ઉતરવાની સાન કરતો હતો; પણ એ હરામખોર એને ગણકારતો નહોતો. છેવટ મુખીએ બે-ચાર પત્થર ખોળી કાઢયા ને તાકી તાકીને એના તરફ ફેંકવા માંડયા. આ ડાળથી પેલે ડાળ કૂદીને ભીલે બેચાર પત્થર તો ચૂકવ્યા; પણ એક પત્થર એના માથામાં વાગ્યો ને લોહીની ધાર દેખાઇ. ત્યાં અમે વડ પાસે જઇ પહોંચ્યા.

નીચે અમને ચાર જણને જોઇને પેલો જરા ગભરાયો.

મુખી તો પત્થર ફેંકતો જ હતો. સનૂનૂન્ કરતો એક પત્થર વછૂટયો ને બરાબર હરામખોરના જમણા કાંડા ઉપર વાગ્યો. પેલાનો ગભરાટ હજી શમ્યો ન હતો ત્યાં આ ઘા લાગવાથી અચાનક એનું કામઠું હેઠે પડયું. રૂપાએ ઝડપથી કામઠું ઉપાડી લીધું. પેલો હરામખોર હવે તો ખૂબ જ ગભરાવા લાગ્યો. એ હાથ જોડીને એણે અમારી માફી માગવા માંડી.

મેં એને નીચે આવવા ઇસારત કરી.

ભીલ નીચે આવ્યો ને અમારે પગે પડવા લાગ્યો.

× × ×

ભીલની વાતચીત ઉપરથી અમને એટલું જ સમજાયું કે એ પેલા લુંટારાઓનો માણસ નથી! ઉલટું લુંટારાની વાત આવતી ત્યારે તો એ એમને ગાળો દેતો હતો!

થોડીક વધારે તપાસ કરી તો જણાયું કે કોઈ ઠાકોરનો રણવાસ આજ રાત્રે અહીં થઇને પસાર થવાનો છે. પણ ઠાકોરને એવી બાતમી મળી છે કે આ તળાવ પાસેના તરભેટામાં લુંટારાઓ એને લુંટવાના છે. ઠાકોરે લુંટારાની હિલચાલ જોવા પેલા ભીલને ત્યાં મૂકયો હશે.

હવે અમે ધાર્યું કે મારતા શું તીર મારી દઇને ભીલને ભૂલ સમજાઈ હશે. પણ પછી શું થાય? નિર્દોષ ભીલ હવે તો ગળગળો થઇ ગયો ને અમારી સાથે જેહા પાસે દોડતો આવ્યો.

ફરીથી જેહો બેભાન થઇ પડયો હતો. મુખી એની

સારવાર કરતો હતો. ઘામાંનું લોહી સ્હેજ ઓછું થયું હતું પરન્તુ સાવ બન્ધ નહોતું થતું, અમે ગભરાયા. આમ લોહી વહી જશે તો જેહાની અશક્તિ વધશે કે વખતે એ મરણ પામશે. હવે ?

એટલામાં પેલો ભીલ એક વેલનાં પાંદડાં લઇ આવ્યો. ને એનો રસ ઘા ઉપર રેડયો. લોહી બન્ધ થયું. અમને નિરાંત વળી.

પણ આ બધી ધમાલમાં સૂરજ ભગવાન નમી ગયા. સાંઝ પડવા આવી.

અમને વાઘીઉં કોતર સાંભર્યું. મુખીને અમે કહ્યું, "ભાઇ, તમે જેહાને એને ઘેર પહોંચાડો. લુંટારાઓને જેર કરીને કાલ સવારમાં અમે ત્યાં આવી પહોંચશું."

આવા ઘનઘોર જંગલમાં કાળ જેવા વિકરાલ લુંટારાઓ સામે બાથ ભીડવા અમને એકલા મોકલતાં મુખી રડવા જેવો થઇ ગયો પણ બીજો એકે ય ઉપાય નહોતો.

ઝેવટ એ જેહાને ઉપાડીને ચાલ્યો.

અમારે માથે તો એક નવું ધર્મસંકટ આવી પડ્યું હતું. પેલા લુંટારાઓને પકડવા જવું કે અહીં રણવાસને બચાવવા રહેવું ? લુંટારાની એ જુદી જુદી ટોળી પડી હોય તો ? તો એકને પકડીએ ને બીજા લુંટ કરી જાય એ તે કેમ પોષાય ?

અમે પેલા ભીલને ઈસારતથી પૂછ્યું કે "ઠાકોરનો રસાલો કઈ તરફથી આવશે ?"

એણે પૂર્વ દિશા તરફ આંગળી કરી.

વાઘીઉં કોતર પણ પૂર્વ દિશાએ જ હતું. એટલે ધીરે ધીરે ચોકસાઈથી અમે એ રસ્તે જવાનું નક્કી કર્યું. વાટમાં રણવાસ મળી જાય તો એની સાથે પાછા વળવું એમ પણ નક્કી કર્યું.

ભીલને ત્યાં બેસાડીને તરતમાં જ કંઇક સંચળ જણાય તો બૂમ પાડવાનું કહી અમે પેલે માર્ગે ઘોડાં મારી મૂક્યાં.

સૂરજ નમતો હતો. પાસેના એક ઝાડ ઉપર કોયલ ટહુકી રહી હતી.



## પ્રકરણ ૬ઠ્ઠું

### વાઘીઉં કોતર

અન્ધારૂં થતાં અમે બે એક ગાઉ જેટલો રસ્તો કાપ્યો હતો. મુખીએ ને જેહાએ કહેલાં નિશાન હવે મળતાં હતાં એટલે એટલામાં જ વાઘીઉં કોતર હશે એમ જણાયું.

બે ત્રણ નાનાં નાનાં કોતર વટાવીને એક નાના ટેકરા ઉપર અમે આવી પહોંચ્યા. અન્ધારૂં થઇ ગયું હતું. બે ત્રણ ખેતરવા દૂર એક ઉંડું ને મોટું કોતર જણાતું હતું. અમને લાગ્યું કે નક્કી એ જ વાઘીઉં કોતર હશે.

મેં એડી મારી ને માણુકી ઉપડી. પાછળ વીરપાળનો ઘોડો ય ઉપડ્યો. અન્ધારામાં અજાણી ધરતીમાં અમે દોડતા

હતા. રસ્તો સાચો છે કે ખોટો એનીય ખબર નહોતી. છતાં કોતરની નિશાનીએ અમે આગળ વધ્યા જ કર્યું.

× × ×

ઉંડા કોતરમાં એક મશાલ સળગતી હતી, ને એના આછા અજવાળામાં બે ત્રણ માણસો આમતેમ ફરતાં હતાં.

અમે ઘડીક થંભ્યા. બંદુકો તૈયાર જ હતી. પણ અમારે એ પાપીઓ સાથે સામે મોંએ લઢવું હતું એટલે નાગી તરવારે અમે એ તરફ વળ્યા.

પણ અચાનક માણકી થંભી ગઇ. ઉતાવળમાં મેં એને એડી મારી; પણ એ એક ડગલુંય આગળ ન વધી! "માણકી! માણકી! છે શું?" આમ કહેતાં મેં વીરપાળ તરફ જોયું.

વીરપાળની દશાય મારા જેવી જ હતી! એનો ઘોડોય અટકી પડયો હતો!! અમે કહ્યું, "અરે! આ છે શું? આ જનાવર હઠીલાં કેમ થયાં?"

વાઘસિંહનો ભો જણાતાં ઘોડાં અટકી જાય છે ને વખતે અસ્વારને પાડીનેય ભાગી જાય છે, એવી ઘણી વાતો અમે સાંભળી હતી.

અમને થયું, શું કાંઇ વાઘનો ભો છે?

જંગલ શાન્ત જણાતું હતું. પેલા લુંટારાઓ હવે એક જગ્યાએ બેઠા હતા. અમારી ને એમની વચ્ચે ભાગ્યે જ બેએક ખેતરવાનું અન્તર હતું.

પણ ઘોડાંનું શું?

છેવટે નીચે ઉતરીને પગપાળા જ ત્યાં પહોંચી જવું એમ ઠરાવ્યું. જુદાં જુદાં બે ઝાડે ઘોડા બાંધીને અમે વેગથી કોતર તરફ દોડયા.

સર્ર્ર્ર્ સટ્! સર્ર્ર્ર્ સર્ર્ર્ર્.

બેત્રણ અવાજ થયા. પાંદડાં ખખડયાં ને ભયથી ત્રાસીને દોડતાં હરણાંના દુઃખભર્યો અવાજ નીકળ્યા.

સર્ર્ર્ર્ સટ્!

અમે પાછું વાળીને જોયું ને બધી વાત સમજ્યા. ઘોડાં અટકયાં હતાં તે કોઇ વાઘની વાસ ઉપરથી જ એમ હવે અમને લાગ્યું.

ને ત્યાં તો ઘુઉઉઉ ઘુઉઉઉ કરતી ત્રાડ પડી!

પાસેની ઝાડીમાંથી એક છલંગે વિકરાલ વાઘ નીકળ્યો. દોડી જતાં હરણાં ઉપર એની તરાપ હતી. હરણાં દૂર નાશી ગયાં હતાં. બીજી છલંગ ભરતાં વાઘ જરા અચકાયો. એણે આમતેમ જોયું. એને ઘોડાંની કે માણસની વાસ આવી હશે.

હવે અમે ગભરાયા.

વખતે વાઘ પેલાં હરણની પાછળ જવાનું મૂકીને ઘોડાં તરફ વળે તો? તો અમારાં પ્યારાં જાનવરનું શું થાય?

સાચે જ, વાઘે મોં ફેરવ્યું. એની તગતગતી આંખો ઘડીક અમારી તરફ વળી ને બીજી જ પળે ઘોડાં તરફ ગઈ.

એનું શરીર સંકોચાયું. અમે ધ્રૂજી ઉઠયા. નક્કી વાઘે ભૂંડી કરી.

ઘુઉઉઉ કરતેકને વાઘે ફાળ ભરી. અમે લુંટારાઓને ઘડીક વીસરી ગયા ને અમારાં વ્હાલાં જાનવરની વહારે ધાયા.

વાઘ ઘોડાંની લગભગ પહોંચી ગયો હતો. બીજી જ ફાળે એ એકાદનો જીવ લે તેમ હતું. બન્દૂક તૈયાર હતી. અગાઉથી જ ચેતેલા વીરપાળે કાકડો ચેતાવ્યો ને મેં નિશાન તાકયું.

સન્નન્ન સટ્.

આબાદ રીતે ગોળી વાઘને લાગી ગઇ. પણ એથી તો ખીજાઇને એ વિકરાલ પ્રાણી અમારી તરફ ફર્યું.

ઘુઉઉઉઉ.

એક છલંગે વાઘ અમારી લગોલગ આવી પહોંચ્યો. ગોળીથી એનું જડબું તૂટી ગયું હોય એમ અમને લાગ્યું. તોયે એ વિકરાલ પ્રાણીને પૂરૂં કર્યા વિના ચિન્તા કેમ ટળે?



## પ્રકરણ ૭મું

### ઘાયલ!

**તરવારો** ઉંચકાઇ ને માથે પડતા વાઘ ઉપર ઝબ ઝબ ઘા થયા. એક દુઃખભરી ત્રાડ પડી, લોહીની ધારા છૂટી ને ધબ્બ દઇને મૂએલો વાઘ હેઠે પડ્યો.

એક પળ અમે ઉભા રહ્યા; પણ એટલામાં કોતરમાં કંઈક ઘણુસારો થયો, માથા ઉપર ઝઝૂમતા પેલા ક્રૂર દુશ્મનોનો ભય હજી ઉભો જ હતો. કોતરમાં દૂરથી અમે ત્રણેક માણસો જોયાં હતાં, ને એમને જેર કરતાં વાર નહિ લાગે એમ પણ ધારેલું; પણ વચ્ચે જ આ અણધારેલું

વિઘ્ન આવ્યું, ને એનો લાભ લઇ પેલા હરામખોરો નાશી જતા હતા.

અન્ધારૂં હતું, મોંએ મોં સૂઝે એમ નહોતું.

કોતરને સામે કાંઠેથી થોડીક માટી નીચે ગરી, એક નાનું પ્રાણી દોડીને અમારી તરફ આવ્યું ને પાછું બીજી તરફ નાઠું. અમને હવે લાગ્યું કે વાઘ સાથેની અથડામણુનો લાભ લઇને પેલા હરામખોરો અમારા હાથમાંથી છટકી જાય છે.

સામે કાંઠે પહોંચવાનું કામ વિકટ હતું. કોતરની પહોળાઇ બહુ નહોતી, પણ ચઢાણુ આકરૂં હતું. છતાં હાથ આવેલા દુશ્મનને પકડવા કે પૂરા કરવા અમે ગમે તેમ કરીને પણ સામે કાંઠે પહોંચવા તૈયાર થયા.

વીરપાળ કોતરમાં ઉતર્યો, બીજી પળે હું પણ નીચે ઉતરવા લાગ્યો.

× × ×

"વીરપાળ! ઘડીક થોભ. કોઇની બૂમ છે!" મેં કહ્યું.

પશ્ચિમ તરફથી કોઇની તીણી ચીસો સંભળાઇ! "કોઇ ધાજો રે ધાજો."

અરણ્યમાં પવનના સુસવાટા સાથે ચીસો વહી જતી હતી. "હો...ઓ" કારમી કિકિયારીઓ સંભળાતી હતી!

અમારૂં અનુમાન ખરૂં પડતું હતું. લુંટારા પેલાં બાપડાંને લુંટે છે એમ ચોક્કસ લાગ્યું.

હવે?

લુંટારાની બે ટુકડીઓ પડી હશે એમ લાગ્યું. હવે શું કરવું ? ક્યાં જવું ?

છેવટ કોતરને સામે કાંઠે જવાનું માંડી વાળી અમે ઝટ ઝટ કોતર ઉપર આવી ગયા ને એકી દોટે ઘોડાં પાસે પહોંચ્યા. અમે સ્વાર થયા ને જાણ્યા–અજાણ્યા માર્ગે ઘોડાં ઉપાડયાં.

દૂર મશાલોનું અજવાળું જણાયું. એક તરફ એક રથ અને બે ત્રણ બળદ ગાડીઓ જણાતી હતી, થોડે છેટે ઘમસાણ મચ્યું હતું.

એડીઓ વાગી ને અન્ધારામાં જ માણકી આગળ ધપી.

બન્દૂકનું અત્યારે કામ નહોતું. કારણ દુશ્મન કે મિત્ર ઓળખી શકાય એમ નહોતું. એટલે પાસે પહોંચતાં જ અમે નીચે કૂદ્યા ને તરવારો ખેંચી પેલી તરફ દોડયા.

કાળ જેવા દશેક લુંટારા આમતેમ ઘૂમતા હતા. ચારેક રાજપૂતો એમની સામે થયા જણાતા હતા.

અમે દશેક કદમ દૂર હતા. ઓચિંતો જ છાપો મારવાનો વિચાર હોવાથી અમે કંઇ જ બોલ્યાચાલ્યા વિના દોડયા.

"પણ....વીરપાળ! પેલા બે શું કરે છે?"

રડતી ઠકરાણી તરફ પાછળથી ધીમે ધીમે બે જણ જતા હતા. ઘમસાણનો લાભ લઇ એ બે જણા ઠકરાણીનાં ઘરેણાંની આશા રાખતા હશે. ત્રીજો માણસ રથ તરફ જતો હતો.

વીરપાળને પેલી તરફ જવાનું કહીને મેં પેલા બેની પૂંઠ પકડી.

ઝબ! ઝબ! બે ઘા થયા. એક જણુ પડયો. બીજો મારી તરફ ફર્યો. પેલાના અવાજ ઉપરથી રથ તરફ જતો માણુસે ય એની મદદે આવ્યો.

ચાર હાથ સામે મારી તરવાર ઘૂમવા લાગી.

ઘોર અન્ધકાર અને અજાણ્યા સ્થળને કારણે હજી બરાબર હુમલો કરતાં મને ફાવ્યું નહોતું. પેલા બે તો રાક્ષસી ઝડપે એમની તરવાર ફેરવતા હતા.

ખણુણુણુ....

વિજળી જેવો ઝબકારો થયો, મારે હાથે સખ્ત ઝાટકો વાગ્યો. મારી તરવારનું પાનીઉં ખણુણુણુ કરતું ઉડી ગયું. સામાની પણુ એ જ દશા હતી. 'અરે!' કટાર ખેંચી હું એક કદમ આગળ ધાયો.

પેલા જરા પાછા ખસ્યા. પણુ....દિવસ પાધરો નહોતો! કાળમીંઢ પત્થરે દુશ્મનની ગરજ સારી. ઠોકર વાગી ને હું પડયો.

ઘચ....કરતીક તરવાર મારા જમણુા ખભામાં પેઠી ને નીકળીઃ લોહીની સેડો ફુટી. મારી આંખે અન્ધારાં આવી ગયાં!

## પ્રકરણ ૮મું

### ફરીથી હરામખોરો પાછળ!

**મારી** આંખ ઉઘડી.

તળાવકાંઠે નાના તમ્બુમાં હું સૂતો હતો. પાસે વીરપાળ અને એક વૃદ્ધ બેઠા હતા. હરામખોરો સાથેની ઝપાઝપીમાં મને ઘા લાગ્યો હતો ને એથી તરત તો હું બેભાન થઇ પડ્યો હતો.

ઘામાંથી લોહી વહી જવાથી મારા શરીરમાં અશક્તિ જણાતી હતી, છતાં ય અમે અહીં શી રીતે આવી પડ્યા? હરામખોરો ક્યાં ગયા? વગેરે વિગતો જાણવા મારૂં મન ઉત્સુક બની રહ્યું હતું.

મને જાગૃત થએલો જોઇ વીરપાળ મારી છેક પાસે આવીને બેઠો. પેલા વૃદ્ધ પણ રાજી થતા પાસે આવ્યા.

મેં વીરપાળને પૂછ્યું, "ભાઇ, રાત્રે હું પડયો તે પછી શું બન્યું હતું? મને તો એ પળે લાગ્યું હતું કે આપણે કેદ જ પકડાયા! આપણે અહીં શી રીતે આવી પડયા? હરામખોરો કયાં છે? આ વડીલ કોણ છે?"

મેં ઉપરાઉપરી સવાલો પૂછવા માંડયા. વીરપાળે કહ્યું, "ભાઇ, સૌ સારાં વાનાં થયાં છે. તમે જરા આરામ કરો. પછી નિરાંતે હું બધી વાત કરીશ."

તે આખો દિવસ મેં આરામ લીધો. છેક સાંઝે વીરપાળ મારી પાસે આવ્યો ને મને થોડુંક દૂધ અને એક દાડમ આપ્યું.

દૂધ પીતાં પીતાં મેં વીરપાળને બધી વાત કહેવા જણાવ્યું. હવે તો મારામાં કંઇક શક્તિ આવી ગઇ હતી. હું ટટાર બેસી શકયો હતો.

વીરપાળ એક વાર તમ્બુ બહાર ગયો ને પોતાની સાથે લાકડાનો એક કટકો લઈ આવ્યો. કટકો કંઇક ખરબચડો હતો. છતાં એકન્દરે સપાટ જણાતો. એના ઉપર કોલસાના અક્ષરો હતા. કટકો પાસે લઇને મેં વાંચ્યું:

"આથમણી દિશાએ જંગલ પૂરું થતાં નદી આવે છે ત્યાં આવો. પરમ દિવસે સાંજે હરામખોરો ત્યાં મળશે. કદાચ એમને પકડી શકાશે. જરુર આવો. એ જણથી વધુ નહિ.

લિ. અ

અજાયબીમાં ગરક થઇને મેં એ વાંચ્યું. ફરીથી વાંચ્યું. મારી નવાઇનો પાર ન રહ્યો! અરે! આ તો વીંટી અને કમંડળ ઉપર હતું તે જ નામ! આ અ છે કોણ?

મેં વીરપાળ સામે જોયું, પણ એનેય મારા જેવી જ મુંઝવણ થતી હતી.

"પણ ભાઈ, આ કટકો કયાંથી મળ્યો?"

વીરપાળ બોલ્યો, "કાલ રાતે તમે પડયા એટલે તરત જ હું તમારી પાસે આવી પહોંચ્યો. એક જણ તમને બાંધવાની તૈયારી કરતો હતો તેને મેં પૂરો કર્યો. બીજો ય માર્યો ગયો, એટલે બાકીના બધા એક સામટા મારા ઉપર ધાયા. કટોકટીની પળ આવી પહોંચી. મહા-મુશિબતે હું બચાવ કરવા લાગ્યો; પણ એટલામાં દૈવકૃપા-એ ઠાકોર તરફની મદદ આવી પહોંચી. એમને અગાઉથી સ્હેજ ખબર પડી હશે એટલે એ સામા જ આવતા હતા. વળી જેહા ને પેલા મુખી પણ વખતસર આવી પહોંચ્યા! વા'ર આવી ને હું બચ્યો. સવારે મારી સાથે બેઠો હતા તે એ ઠાકોર છે.

પછી અમે બધાએ મળી બાકીના હરામખોરોને નસાડી મૂકયા, ને તમારી સારવાર કરવા રોકાયા.

રાત્રે તો ત્યાં જ રહીને બીજી સવારે અહીં પડાવ નાખવાનું ને તમને સમ્પૂર્ણ આરામ થાય એટલે ઠાકોરને ત્યાં જવાનું નકકી કર્યું. ઠાકોર સાથે ઘણાં માણસ હતાં એટલે ફિકર જેવું નહોતું.

સવારમાં ઠાકોરનાં માણુસો સાથે અમે આ તરફ આવતા હતા, ત્યાં રસ્તામાં, બરાબર એક પત્થર ઉપર, આ લાકડાનો કટકો પડેલો જણાયો! મેં એ જોયો ને ઉપાડી લીધો. અક્ષરો જાણે કોઈ વાર જોયા હોય એમ લાગે છે; પણ કોના હશે એ નથી સમજાતું. મને તો આ ચિટ્ઠી ખરેખરી ગુંચવણભરી જણાઇ છે!"

વીરપાળ ઘડીક શાન્ત રહ્યો.

મેં ઝીણવટથી જોયું. અક્ષરોનો મેળ મળ્યો, સહીનો એક અક્ષર મળ્યો ને હું પોકારી ઉઠયો, "અરે! નક્કી, નક્કી, આ અક્ષર અમરસિંહનાજ છે!"

વીરપાળનેય હવે અક્ષરની ગુંચ ઉકલી. હવે અમને બધી વાત દિવા જેવી સ્પષ્ટ સમજાઇ ગઈ.

અમરસિંહ અમારો એક ખાસ મિત્ર હતો. ગયે વર્ષે એ ઉત્તર હિન્દુસ્થાનની મુસાફરીએ ગયો હતો. વાટમાં અમારા વતી લડેલો તે એજ, ને આ અદ્ભુત ચિટ્ઠી લખનાર પણ એજ, એમ હવે બરાબર નક્કી થયું.

અમારા પગમાં બમણું જોર આવ્યું. ઠાકોર, જેઠો, મુખી વગેરે આવી પહોંચ્યા. ચિટ્ઠીનો કંઇક ભેદ જણાયાથી બીજા સૌનેય આનન્દ થયો; પણ મુખીને આમાં કંઇક કપટ લાગતું હતું,

"બાપુ, વખતે એ હરામખોરોએ કંઇક કપટ રચ્યું ન હોય! વખતે ખોટી ચિટ્ઠી લખી કે લખાવી હોય!"

"ના રે, જાન આપે પણ અમરસિંહ કદી આવી ચિઠ્ઠી ખોટી રીતે ન લખે." અમે બોલી ઉઠયા.

હવે અમને હાથ આવેલા હરામખોરોનો કેડો લેવાનું મન થયું. મેં બહાર નીકળીને જોયું તો ચારે પાસ ઘોર અન્ધકાર જણાયો. રાત પડી ગઇ હતી.

બીજે દિવસે સવારમાં વ્હેલા અમારે બન્નેએ નીકળવું એમ ઠરાવ્યું. ઠાકોરે તથા સૌએ મારે બદલે વીરપાળ સાથે બીજા કોઇને મોકલવા જણાવ્યું ને કહ્યું, "પવન લાગવાથી વખતે તમને દરદ વધશે."

પણ મને કંઇક આરામ જણાતો હતો. ને મિત્ર અમરસિંહને મળવા તો શરીરના બે કટકા થઈ ગયા હોય તો યે જાઉં તો આ નાનકડા ઘાની શી દરકાર?

બીજી સવારે ઠાકોરે રસાલા સાથે પોતાને ઘેર જવું, જેહો એમનો મહેલ જોઈ આવે, મુખી સાથે રહે અને અમે મોટે પરોઢીએ નીકળી જઇએ; એવી બધી ગોઠવણ કરીને અમે તમ્બુમાં જરા આડા પડયા. ઠાકોર પણ પોતાના તમ્બુમાં ગયા.

× × ×

દૂર દૂર એક જંગલી કુકડો બોલ્યો. પવન બદલાયો, આકાશ ઉજળું થયું ને અમે જાગી ઉઠયા.

આજ કેટલે ય દિવસે મેં માણકીને હાથ અડાડયો! ઘોડાં તૈયાર થયાં ને ઠાકોર વગેરેની રજા લઇને અમે ઉપડયા.

× × ×

સૂરજ એક રાસવા ઉંચો ચઢ્યો ત્યાં સુધી અમે ઘોડાં હાંક્યાં જ કર્યાં.

જંગલના એ નિર્જન રસ્તે ઉંટનાં પગલાં સ્પષ્ટ જણાતાં હતાં. એ ઉંટ હરામખોરોનાં જ જાય છે એવી અમારી ખાતરી થઇ.

એડીઓ વાગી ને ઘોડાં બમણા વેગથી દોડવા લાગ્યાં.

જંગલ પૂરું થયું. એક નાનું ગામડું દેખાયું. ત્યાં જઇને તપાસ કરી તો જણાયું કે અધઘડી ઉપર જ ચારેક ઉંટસ્વારો દખણાતે રસ્તે ગયા છે.

અમને જરાક નવાઇ લાગી; પણ ધાર્યું કે વખતે એમણે રસ્તો બદલ્યો હોય. હવે તો હાથ આવેલો કોળિયો લેવો જ એમ નક્કી કરી, ભાલા સજ્જ કરી, અમે દખ-ણાતા જવા તૈયાર થયા.

એક વાટ આથમણી જતી હતી. એના ઉપરેય ઉંટનાં આછાં પગલાં જણાતાં હતાં પણ અમને વિધિએ ભૂલાવ્યા! અમે એમ જ માન્યું કે છેટેથી બરાબર ચારેક ઉંટ આવે છે એટલે આપણે જઇએ છીએ એ જ મારગ સાચો છે. પેલા તો કોઇક વેપારી હશે. ગામના એક માણસે વેપારી વણઝારાની વાત પણ કરી હતી એટલે અમને અમારું અનુમાન સાચું જ લાગ્યું.

થોડું થોડું દૂધ મેળવીને અમે પીધું ને તરત ઘોડાં ઉપાડ્યાં.

× × ×

આછી પાછી વસ્તી જણાતી હતી. ઘોડાં પૂરપાટે દોડતાં હતાં. દૂર દૂર ધૂળ ઉડતી જણાઈ. અમારાં હૈયાં હરખી ઉઠ્યાં. ઘોડાં ઉપડ્યાં.

ચારેક ઉંટસ્વારો હતા.

માણુકી મારી ઇચ્છા વરતી ગઇ. થાકેલી છતાંયે એ મરણિયણુ થઈને ઉપડી. પાછળ વીરપાળ પણુ આવતો હતો.

ધીમે ધીમે ઉંટસ્વારોના આકાર સ્પષ્ટ જણાવા લાગ્યા. મેં ભાલો સજ્જ કર્યો. એક ઉંટસ્વારે પાછું વાળીને જોયું. ગભરાટથી એણે બીજાઓને કંઇક વાત કરી ને ચારે ઉંટ વેગથી ઉપડ્યાં!

"અરે! આ તો હાથ આવેલી બાજી જશે!" હું બોલ્યો.

પણુ માણુકી તે માણુકી જ હતી. એણેય દોડતાં ઉંટને પકડવા વિજળી વેગે દોટ મૂકી. હું તૈયાર થઇ ગયો.

× × ×

ઘચ! છેલ્લા ઉંટસ્વારના પગની પીંડીમાં ભાલો ભોંકાયો, ત્રણે સ્વારોએ પાછળ જોયું. પેલાના પગમાંથી નીકળતી લોહીની ધાર જોઇ. ત્રણે જણુ ખમચાયા ને ઉંટ પાછાં વાળ્યાં.

એટલામાં વીરપાળ પણુ આવી પહોંચ્યો.

મેં તો આ ચારેયને હરામખોરો ધાર્યા હતા. હવે

તેઓ સામો હુમલો કરશે એમ પણ ધાર્યું. હું તૈયાર થઇ ગયો.

પણ....પણ....

જેને મેં ઘા કર્યો હતો એ કોણ હતું? એ હરામખોર



નહોતો! ઉંટસ્વારોએ અમને લુંટારા ધારેલા ને અમે એમને લુંટારા ધારેલા; પણ બધા ભૂલ્યા હતા! એ તો કોઇક વેપારીઓ હતા!

શેઠના માણસે ઉંટ બેસાડયું એટલે શેઠ નીચે ઉતરી પડયા. તેમણે મોઢેથી બુકાની જેવું બાંધેલું લુગડું કાઢી નાખ્યું

ત્યાં તો હું બોલી ઉઠ્યો, "અરે! આ તો લાખો વણજારો!" એ લાખો વણજારો હતો! હવે એણેય અમને ધારી ધારીને જોયા ને ઓળખ્યા. ભૂખેતરસે અમારાં મોઢાંય ફરી ગયાં હતાં!

મેં લાખા વણજારાને બધી વાત કરી ને એની માફી માગી. એણે કહ્યું, "હશે ભાઇ."

વણજારાનાં માણસો પાસે દવા હતી તે મૂકી એમણે પાટો બાંધ્યો. બાપડાએ કદિ ઘા નહિ ખમેલો તેથી એને તો આ નાના ઘાથીય તમ્મર આવી ગયાં હતાં!

બેત્રણ ઘડી પછી વણજારાને જરાક આરામ જણાયો. અમને આનન્દ થયો.

પાસેના એક ગામડામાં પહોંચીને અમે એક ધર્મશાળામાં ઉતારો કર્યો. વણજારાનાં માણસોએ ખાવાનું બનાવ્યું; પણ અમને તે ખાવાનું શે ભાવે? આજનો અમારો આખો દિવસ બગડ્યો ને ઉલટું પેલા હરામખોરોને નાશી છૂટવાની તક મળી! અમને રાતેજ નીકળવાનું મન થઇ ગયું, પણ વણજારે કહ્યું, "ભાઈ, અત્યારે નહિ. અન્ધારૂં થવા આવ્યું છે. અજાણ્યા વિકટ રસ્તે વળી કંઇક ભૂલ થશે. કાલ સવારે ઉપડજો. આ ઘોડાંનો થાકેય ઉતારવો છે કે નહિ?"

તે રાત્રે અમે ત્યાંજ રહ્યા.

મારી માણકી હાંફતી હતી. મેં એને પંપાળી, ખડ–

જોગણુ નિયુ" ને થોડું પાણી પાયું. પછી અમેય થોડું થોડું ખાધું.

વણજારો આ વખતે એક નવા જ કામે નીકળ્યો હતો! એક ઠેકાણેથી એને બાપદાદાનો ખજાનો મેળવવો'તો! એણે કહ્યું, "તમે કાલ જઈ આવો, પછી આપણે એની તપાસ કરવા જઈશું. અમારે ખાસ ઉતાવળ નથી."

વણજારે પોતાનાં એકબે માણસ સાથે લઇ જવા જણાવ્યું, પણ અમે ના પાડી.

બીજી સવારે અમે જરાક દુઃખી હૃદયે પેલે રસ્તે પાછા ગયા ને પેલો આથમણો રસ્તો ફંટાતો હતો ત્યાં આવી પહોંચ્યા.

આછાં પગલાં જોતા અમે એ રસ્તે આગળ વધ્યા.



## પ્રકરણ ૯મું

### પત્તો મળ્યો!

જંગલ પૂરું થયું. બે ત્રણ કોતર વટાવી અમે એક ટેકરી ઉપર આવી પહોંચ્યા. મધ્યાહ્ન થયો હતો. અમે એ ટેકરી ઉપર ઘડીક થંભ્યા.

દૂર દૂર એક નદી જણાતી હતી. અમારાં હૃદય હરખી ઉઠ્યાં. હજી વખત હતો. સાંજ પડતાં પડતાં ત્યાં પહોંચી જઈએ તો કદાચ હરામખોરોને જરુર પકડી શકીશું એમ લાગ્યું.

મેં ઇસારો કર્યો ને માણકી આગળ વધવા માંડી. હવે રસ્તો વધારે ઉજ્જડ ને આંટીઘુંટી વાળો બનતો હતો. ચોમાસામાં પડેલા નાનાનાના ખાડા ઠેરઠેર જણાતા, ને એના ઉપર જાળાંઝાંખરાં પડ્યાં હતાં. હવે ઘોડાનું કામ જરા આકરૂં થતું'તું, મેં લગામ ઢીલી મૂકી ને માણકીને એની મેળે આગળ વધવા દીધી.

વીરપાળનો ઘોડોય ધીરે ધીરે પાછળ આવવા લાગ્યો.

× × ×

"સબુર, કંઈક પડઘીઓ સંભળાય છે. જરાક થોભજો." વીરપાળ બોલી ઉઠ્યો. મેં માણકીને થંભાવી.

ઘડી અટકીને વીરપાળે ઘોડો પાછો ફેરવ્યો. પેલી ટેકરી ઉપર જઇને એણે પાછલે રસ્તે જોયું ને મને પાછા વળવા ઇશારત કરી.

માણકીને મેં ઉપર લીધી.

ટેકરી ઉપર જઇને અમે શું જોયું? દૂર દૂર પેલા જંગલને રસ્તે એક ઘોડેસ્વાર પૂરપાટ ઘોડો દોડાવતો આવતો હતો. માત્ર એક જ ઘોડેસ્વાર હતો. એના હાથમાં એક ભાલો હતો.

આવનાર મિત્ર છે કે દુશ્મન એ અમને તરત ન સમજાયું. મેં વીરપાળ તરફ જોયું. એનેય કાંઇ ગમ નહોતી પડી. અમે તૈયાર થઈને ઉભા ને બોલ્યા, "મિત્ર હશે તો આવકાર આપીશું. કોઇ હરામખોર હશે તો ખબર પાડીશું."

જોતજોતામાં સ્વાર પાસે આવવા લાગ્યો. એણે અમને જોયા એટલે ભાલો એક વાર આકાશ તરફ જરા ઉંચો કર્યો. અમને લાગ્યું જાણે એ કોઈ પરિચિત છે. અમેય તરવારો ઉંચી કરી સામો જવાબ વાળ્યો.

સ્વાર પાસે આવી પહોંચ્યો. નજર ઠરે એટલે દૂરથી જ અમે એને ઓળખી ગયા હતા. એ તો લાખા વણજા-

રાનો માણુસ હતો. સ્વાર પાસે આવ્યો. એના ઘોડાનો શ્વાસ માતો નહોતો, એના ચ્હેરા ઉપર થાક ને શોકની રેખાઓ જણાતી હતી.

અમને નવાઇ લાગી. છેક પાસે આવે તે પહેલાં જ અમે બોલી ઉઠયા, "કેમ ભાઈ, કાંઇ નવાજૂની છે કે શું?"

સ્વાર પાસે આવ્યો ને બોલ્યો, "બાપુ, ખરી બની છે!"

અમે ચકિત થઇ ગયા. સ્વાર ઘડીક અટક્યો ને શ્વાસ લઇને આગળ બોલવા લાગ્યો, "બાપુ, તમે નીકળ્યા ત્યાર પછી શેઠ ધર્મશાળાના વાડામાં જરાક આમતેમ ફરતા હતા. અમે બધા અન્દર રસોઇની ખટપટમાં પડયા હતા."

થોડી વાર થઇ એટલામાં ધર્મશાળાનો રખેવાળ હાંફતો હાંફતો અમારી પાસે આવ્યો ને બોલ્યો, "અરે, ભોગ મળ્યા વાડામાં........"

અમે ચકિત થઇ ગયા.

પેલે આગળ કહ્યું, "અરે! શેઠને ઉપાડી ગયા!"

'શું?' 'શું?' કહેતા અમે વાડા તરફ દોડયા. ખરેખર, શેઠ ત્યાં નહોતા. થોડે છેટે ધૂળ ઉપર કંઇક ખેંચતાણના લીસોટા પડયા હતા. અમે તો ગુંચવાઇ ગયા. "અરે! થયું શું?"

રખેવાળે કહ્યું, "મને કાંઈ ખબર નથી પડતી!"

અમે રખેવાળ તરફ જોયું. એ જરાક ગુંચવાયો, એના

મોંઢા ઉપર ભયની એક રેખા તરી, પણ પાછો સ્વસ્થ બનીને એ રડવા જેવો બની ગયો. "બાપજી, આ તો........"

એક ઉંટનાં પગલાં સ્પષ્ટ જણાતાં હતાં. અમે ચોક્કસ માન્યું કે કોઈ હરામખોર શેઠને ઉપાડી ગયો લાગે છે.

અમે થોડેક સુધી દોડયા, થોડેક જતાં એક ઘરડા ખેડુતે વાત કરી કે "હા ભાઇ, બે ઉંટસ્વાર અહીંથી નીકળ્યા ખરા."

હવે?

તાબડતોબ અમે અમારાં ઉંટ તૈયાર કરવા દોડયા.

પેલા ઘરડા ખેડૂતે મને બોલાવ્યો ને હળવેથી કહ્યું, "જોજો, એ રખેવાળ ઉપર વિશ્વાસ ન મૂકતા." અમને પહેલેથી જ એના ઉપર શંકા ગઇ હતી, પણ તે વખતે તો અમારાથી બીજું થઇ શકે એમ જ નહોતું.

અમે વહેલે વહેલે ઉંટ તૈયાર કરવા લાગ્યા.

પેલો રખેવાળ કંઇક કામનું બ્હાનું કાઢી ગામમાં ચાલ્યો ગયો.

થોડી વાર થઇ. અમે ઉંટ તૈયાર કર્યાં એટલામાં રખેવાળનો દીકરો મંગો ત્યાં આવ્યો. ગઇ એક જ રાતમાં એ અમારો ભાઇબન્ધ બન્યો હતો. અમે એને બધી વાત કરી.

છેક પાસે આવી મંગે કહ્યું, "ભાઇ, ગમે તેમ કરીને વીરસેન બાપુનેય ખબર પહોંચાડો કે હરામખોરોએ તમારી

વાત જાણી છે ને તેથી રસ્તો રોકી એ લોક ઉભા રહેવાના છે. આથી હું આવ્યો છું."

સ્વાર ઘડીક થંભ્યો.

અમે ઘડીક વિચાર કર્યો.

"હરકત નહિ. હજી સુધી અમને કોઇ મળ્યું નથી, મળશે તો અમે તૈયાર છીએ." વીરપાળ બોલી ઉઠયો.

સૂરજ સહેજ નમ્યો હતો. અમે સ્વારને સાથે લઇને આગળ ચાલવા માંડયું.

× × ×

રસ્તાથી થોડે છેટે, નદીકાંઠે એક નાની સરખી ટેકરી હતી. અમે રસ્તો છોડીને એ ટેકરી તરફ ગયા. ટેકરી પાછળ રહીને નદીમાંથી હિલચાલ જોઇ શકાય તો જોવાની અમારી ઇચ્છા હતી.

જોતજોતામાં અમે ટેકરી પાછળ આવી પહોંચ્યા. અત્યાર સુધી અમને નદીનું આખું પાત્ર જણાતું નહોતું. પકડાઇ જવાની બીકે અમે છેક કાંઠા પાસે ગયા જ નહોતા.

ટેકરી નાની હતી, છતાં એની પાછળ ઉભા રહીને છૂપી રીતે અમે નદીમાં જોઇ શકીએ એમ હતું જ. ટેકરી પાસે આવી, એક પળ થોભી અમે નીચે નદીની રેતી તરફ જોયું.

"વીરપાળ! જોયું?"

"હા ભાઇ, ને પેલો અમરસિંહ જોયો, બંધાએલો પડ્યો છે તે?"

અમે જોયું કે નીચે બે ચાર ઉંટ થાક ખાતાં બેઠાં છે. પાસે ચારેક માણસો ફરે છે ને થોડે છેટે અમારો મિત્ર અમરસિંહ કેદી તરીકે પડયો છે. એક જણ એના ઉપર પહેરો ભરે છે.

હવે અમારી આંખો ફાટી. "દુષ્ટો! અમારા મિત્રને આટલું આટલું રખડાવ્યું! આટલું આટલું દુઃખ દીધું!" કહેતાં અમે મનમાંજ નક્કી કરી નાખ્યું કે આ ઘડીએજ નીચે પહોંચી જઇને એ હરામખોરો પાસેથી મિત્રને છૂટો કરવો.

પેલે રસ્તે થઇને નીચે ઉતરાય તેમ હતું. મેં માણકીનું મોં રસ્તા તરફ વાળ્યું.

એડી વાગી, માણકી ચાર પગે ઉછળી. મારી માણકી એડીનો ઇશારો થતાંજ પાણીના રેલા પેઠે ગમે તેવા રસ્તા ઉપર પણ દોડી જતી, પણ એ કોઇ દિવસ આમ ચાર પગે ઉછળી નહોતી. મેં ધાર્યું, આ વિકટ રસ્તે આજે એય થાકીને ગભરાઇ ગઇ છે!

પણ ના, માણકી ગભરાઇ નહોતી, બાપડીનું આવી બન્યું હતું! વિજળીનો ઝબકારો થાય તેમ એક તીર સૂસવાટા ભરતું પસાર થઇ ગયું. હું ચમકયો, માણકીની લગામ ઢીલી મૂકી દઇને ફાવે ત્યાં દોડવા દેવાનું નકકી કર્યું. પણ... પણ....મને આ વાત કહેતાંય આંસુ આવે છે કે મારી માણકી, મારી મીઠડી માણકી, એકેય ફલંગ ભરે એ પહેલાં

ચાર પગે ઉછળી; મારા પગ નીચે કંઇક કરપીણુ અવાજ થયો; એક કારમું તીર મારા પગને સ્હેજ ઘસાઇને વાયુ-વેગે માણકીના પેટમાં પેઠું. માણકીએ એક દુ:ખભરી ચીસ પાડી!

હવે હું બધું સમજ્યો.

અરે પ્રભુ! મારી મીઠી માણકી!

માણકીનું આવી બન્યું હતું. તીર લગભગ આરપાર નીકળી ગયું હતું. લોહીની ધાર છૂટી રહી હતી, માણ-કીના પગ લથડતા હતા. બીજું કોઇ ગમે તેવું ઘોડું હોત તો અત્યારે ક્યારનું ય નીચે પડ્યું હોત, પણ મારી માણકી મરતાં મરતાંય મને સાચવવાને પ્રયત્ન કરવા લાગી. અવા-ચક પ્રાણી છતાં જાણે એ મને તૈયારીની વીરહાક સંભળાવતી હતી. મારી આંખમાં ઝળઝળીઆં આવ્યાં, હું સમજ્યો, પણ હમણાં દુ:ખી થવા જેટલો ય વખત નહોતો. પેંગડાંમાંથી પગ કહાડી નાખી, વ્હેલે વ્હેલે હું એક તરફ કૂદી પડ્યો.

ને બીજી જ પળે મારી મીઠડી માણકી ધબ દઇને હેઠે પડી. ને એવી જ એની ફૂંક નીકળી ગઇ!

"બાપુ માણકી! મારી માણકી! એક વાર તો સામું જો. એક વાર તો આંખ ઉઘાડ. હું ગાંડા જેમ બોલી ઉઠ્યો.

હું ક્યાં છું, કોણ મારી પાછળ છે તેનું કશું ય ભાન મને ન રહ્યું. દોડીને માણકીનું મોં ઝાલીને હું રડી પડ્યો!



## પ્રકરણ ૧૦મું

### કેદી!

**માણકીનો** શોક કંઇક ઓછો થતાં મેં આંખ ઉઘાડવા મહેનત કરી. પણ અરે! આ શું? મારી આંખે પાટા શાના? હું ક્યાં છું? એવા સામટા સવાલો જાતનેજ પૂછાઇ ગયા.

મારી આંખોએ પાટા બાંધી, બે હાથ જકડી, કોઇ મને ઉંટ ઉપર નાખીને લઇ જતું હતું. હવે હું પૂરેપૂરી જાગૃતિમાં આવ્યો. ઠંડી ઉપરથી જણાયું કે રાત પડી ચૂકી છે. જે ઉંટ ઉપર મને નાખ્યો છે, તેના ઉપર બીજો એક સ્વાર પણ છે. ચઢતાં ને ઉતરતાં ઉંટ ઉપરથી લાગ્યું કે મને કોઇ ડુંગરી રસ્તે લઇ જાય છે.

હવે? વીરપાળ ક્યાં હશે એ પ્રશ્ન મારા મનમાં ઉઠ્યો. છાનેમાને અમારે એક બીજાની હાજરી જાણવી હોય તો

ચપટી વગાડવાનો અમે સંકેત રાખ્યો હતો. મેં ધીરેથી ચપટી વગાડી જોઇ; પણ કાંઇ જવાબ મળ્યો નહિ. ઉલટું પાસેના સ્વારે કંઇક અવાજ કર્યો. થોડે છેટેથી એવો જ સામો જવાબ થયો; પણ એમાંનું કાંઇ જ હું સમજી શક્યો નહિ.

ઉંટ ડુંગરી રસ્તે આગળ વધ્યે જતાં હતાં. વચ્ચે વચ્ચે ઝાડની નાની નાની ડાળીઓ અથડાતી હતી.

× × ×

કેટલોય માર્ગ કપાઇ ગયો. વચ્ચે એક વાર પાટો ખસેડી નાખવા મે પ્રયત્ન કર્યો હતો, પણ તેમાં નિષ્ફળતા મળી હતી. છેવટ, જોઇએ શું થાય છે એમ માની છાનો-માનો પડ્યો રહ્યો.

ઉંટ એકાદ ડુંગરી ઉપર ચઢવા લાગ્યું. મને થયું, ઉંચે લઇ જઇને આ લોકો મને ફેંકી દેશે કે શું? પ્રથમ તો હું જરાક ગભરાયો, પણ પછી ઇશ્વર ઉપર ભરોંસો રાખી જરાય થડકયા વિના જ પડ્યો રહ્યો.

ઉંટ થોભ્યું ને નીચે બેઠું. પેલા સ્વારે મને ઉંચકીને એક પત્થર ઉપર સુવાડ્યો. અમારા ઉંટ પાસે જ બીજાં બે ઉંટ બેઠાં એમ મને અવાજ ઉપરથી લાગ્યું; પણ થોડાંક માણસોની મુંગી ફરંફરા વગર મને બીજી કાંઇ જ વધારે માહિતી સમજાઇ શકી નહિ.

એકાદ ઘડી પછી એક જણે મને કમ્મરમાંથી પકડ્યો. હવે તો મને જરૂર લાગ્યું કે મારૂં અનુમાન સાચું જ છે.

આ નિર્દય લોકો મને નીચે ફેંકી દઇને પોતાનું વેર વાળશે; પણ એવી પરિસ્થિતિમાં હું બીજું કરી શું શકું? એક બે વાર બાંધેલા હાથ છતાં મેં છુટી જવાની મહેનત કરી જોઇ; પણ એ સઘળું નિરર્થક ગયું.

મને ઉંચકનાર માણુસની આગળ આગળ એક માણુસ ચાલતો હતો. એના હાથમાં કંઇક મશાલ જેવું હતું. સૂકાં પાંદડાં ઉપર થઇને પેલા લોકો એક જગ્યાએ આવી પહોંચ્યા. આગળના માણુસોએ ઘડીક મહેનત કરીને એક વજનદાર પત્થર ખસેડ્યો. પછી વાંકો વળીને બીજો મને એક સાંકડી ગુફામાં લઇ ગયો.

હું રામરામ પોકારી ઉઠ્યો. પણ છેવટ મન વાળ્યું, ફિકર નહિ. દુષ્ટોને દંડ દેતાં મોત આવે તોય ફિકર નહિ.

ગુફા અન્દર તો પહોળી હતી. અન્દર લઇ જઇને પેલે મને પત્થરની એક મોટી છાટ ઉપર સૂવાર્યો ને પછી એ બન્ને જણા જરા થાક ખાવા બેઠા.

મારા જીવમાંય સ્હેજ જીવ આવ્યો.

વળી બીજાં બે માણુસ ગુફામાં આવ્યાં ને કંઇક નીચે મૂકી થાક ખાવા લાગ્યાં.

શું વીરપાળનેય આણ્યો છે? આણ્યો હોય તો એથી મને શોક ને હરખ થશે. શોક એના કેદ પકડાવા બદલ ને હરખ તો એટલો કે આવી મોતની પળે વ્હાલો વીરપાળ પાસે હોય!

× × ×

મોડી રાતે પેલા દુષ્ટોમાંનો એક મારી પાસે આવ્યો ને એણે હળવેથી મારી આંખેથી પાટા છોડી નાખ્યા. આંખ ઉઘડતાં પહેલું કામ મેં વીરપાળને જોઇ લેવાનું કર્યું. નાની ગુફામાં થોડે છેટે એક પત્થર ઉપર કોઈ પડ્યું હતું; અન્ધારૂં ઘોર હોવાથી એ વીરપાળ છે કે કેમ એ બરાબર ન સમજાયું. હું અજવાળું થવાની રાહ જોવા લાગ્યો. હજુ મારા હાથ તો બંધાએલા જ હતા. વળી વધારામાં કોઇએ મારા બન્ને પગ જકડી લીધા!

મને રીસ તો ઓછી નહોતી ચઢતી; પણ એ સંજોગમાં મારો ક્રોધ નકામો હતો.

ગુફાને મથાળે એક નાનું બાકું હતું, એમાંથી સ્હેજ અજવાળું આવતાંજ મેં પેલા પત્થર તરફ આંખ ફેરવી. ખરેખર એ વીરપાળ જ હતો. એ તો બિચારો હજી બેશુદ્ધ જ લાગતો હતો.

મેં એક ચપટી વગાડી પણ એના તરફથી કાંઇ ઉત્તર ન મળ્યો. મને ચિન્તા થવા લાગી કે શું વીરપાળને વધારે વાગ્યું હશે? દુષ્ટોએ માર્યો હશે કે કાંઇ પાયું હશે?

આસપાસ કોઇ માણસ નહોતું, એટલે મેં ફરીથી જરા જોરથી ચપટી વગાડી. હવે વીરપાળ જરા હાલ્યો, એણે ધીરેથી સામી ચપટી વગાડી. એની આંખે તો હજી પાટા જ હતા!

હું એને કાંઇ પૂછવા જાઉં તે પહેલાં ગુફાને બારણેથી બે હરામખોરો દાખલ થયા. હું તો એમને ઝટ ઓળખી

ગયો. મેં ક્રોધથી એકવાર એમના સામે જોયું, ને પછી તરત નજર ફેરવી નાખી. સામા પેલા બન્ને તિરસ્કારથી હસ્યા.

છેવટ મેં જરા રોફથી કહ્યું, "મને મારી નાખવો હોય તો ભલે મારજો; પણ આ બિચારાના પાટા તો છોડો."

પહેલાં તો પેલાંએ કંઇ ગણકાર્યું નહિ; પણ એક ત્રીજો માણસ દાખલ થયો ને એણે એમના કાનમાં કંઇક વાત કરી. ઘડીક રહીને એમાંના એક જણે વીરપાળના પાટા છોડી નાખ્યા.

પત્થર ઉપર પડ્યા રહી, નિરાધાર પરિસ્થિતિમાં અમે, બન્ને મિત્રો, માત્ર એક બીજા સામે જોઇ જ રહ્યા!

અરે ભગવાન! આ શું?



## પ્રકરણ ૧૧મું

### ભયંકર ખબર!

ગુફામાં બે દિવસ વીતી ગયા. મેં રાખેલી મોતની બ્હીક ખરી ન પડી. પેલાંએ અમને મારી ન નાખ્યા. ઉલટું તેઓ તો અમને સવારસાંજ થોડું થોડું ખાવાપીવાનું પણ આપતા હતા.

અમને નવાઈ લાગતી હતી કે આ દુષ્ટો આટલી ઉદારતા બતાવે છે કેમ? શું એમાં એમનો કાંઇ હેતુ હશે? અમને કશું જ સમજાતું નહોતું.

લુટારા પાંચેક હતા. અમે અમારા મિત્ર અમરસિંહને ખોળી જોયો, પણ એનો કાંઇ પત્તો નહોતો. લાખા વણજારા

સમ્બન્ધી પણ અમને કાંઈ માહિતી નહોતી. પેલાંની સાથે તો અમે જરાય વાતજ નહોતા કરતા એટલે એમને પૂછેય કોણ?

× × ×

ત્રીજે દિવસે હું સવારમાં વહેલો જાગી ગયો. મેં વીરપાળના પત્થર તરફ જોયું તો એ ખાલી જણાયો. હું ગભરાઇ ઉઠચો. "અરે! વીરપાળ ક્યાં?" હું સફાળો બેઠો થઇ ગયો.

કેટલીક વારે બારણા તરફથી વીરપાળ આવ્યો. એના બન્ને હાથ બાંધેલા હતા; પણ પગ છૂટા હતા. મેં ધીરેથી કહ્યું, "વીરપાળ, તું તો ભા........"

પણ ગભરાએલા વીરપાળે મને ચૂપ રહેવાની નિશાની કરી. એ એટલો બધો ગભરાએલો લાગતો હતો કે એથી હું ય આકુળવ્યાકુળ થઇ ગયો. મેં ઉતાવળે પૂછયું, "બાપુ, છે શું?"

"છાના રહો, આપણે આ વખતે તો બરાબર સપડાયા છીએ."

"કેમ?"

એટલામાં ગુફાની આગળનો પત્થર જરા હાલ્યો. કોઇ એને ખસેડતું હોય એમ લાગ્યું. અમે પોતપોતાના પત્થર ઉપર ઉંઘતા પડચા રહેવાનો ડોળ કર્યો.

પત્થર ખસેડી ગુફામાં બે જણ દાખલ થયા. હવે તો સવાર થયું હતું. આટલા દિવસ રોજ સવારે બે જણ અમારી

પાસે આવતા ને ગુફાની અન્દરની બાજુએ એક સાંકડી નેળ વાટે બીજી મોટી ગુફામાં તેડી જતા. ત્યાં અમારા હાથપગ છોડી નાખતા. આ ગુફા વિશાળ હતી. એમાં એક બાજુએ ખળખળ વહેતું નાનું ઝરણું પણ હતું. અમે દિશા-પાણીએ જઇ આવતા, હાથમોં ધોતા ને નાહી પણ લેતા. તે પછી પેલા દુષ્ટો અમારા હાથપગ ફરીથી બાંધી અમને પેલી પહેલી ગુફામાં લઇ જતા. એક જણ બપોરે અમને થોડુંક ખાવાનું આપી જતો.

તે સવારે પણ અમને પેલી ગુફામાં લઇ ગયા ને પાછા લાવ્યા.

બપોર થતાં પાછો પત્થર ગોઠવી સૌ બહાર ચાલ્યા ગયા. આટલી વાર સુધી વીરપાળ શાન્તિથી કામકાજ કરતો હતો; પણ મને એની રીતભાત ઉપરથી સ્પષ્ટ લાગતું હતું કે જરૂર એને માથે કંઈ દુઃખ આવી પડ્યું છે. કાં તો એને કોઇએ માર માર્યો છે અથવા તો એણે એવી કોઇ વાત સાંભળી છે કે જેથી એ આટલો અસ્થિર લાગે છે.

એકલા પડતાં તરત જ મેં વીરપાળને પૂછ્યું, “ભાઇ, તું આજે આટલો અસ્થિર કેમ જણાય છે?”

હવે વીરપાળનું રોવું ખાળ્યું ન ખળ્યું. એની આંખમાંથી દડ દડ આંસુ પડવા લાગ્યાં. ગળગળા થઈને મેં પૂછ્યું, “પણ ભાઈ, છે શું? મારો બહાદુર સાથી તે વળી આમ રડે? બાપુ, કહી દેને ઝટ.”

વીરપાળે કપાળે હાથ પછાડચો! "વીરસેન બાપુ, ભોગ મળ્યા. લૂંટ પાછી મેળવવા જતાં ઉલટું ખોયું!"

"શું?"

"અરે! બાપુ, દુષ્ટોએ આપણને જીવતા રાખ્યા છે એય એમના દુષ્ટ હેતુની ખાતર."

"એમ?"

"હા," પાસે આવી વીરપાળ બોલ્યો, "આજ અડધી રાત પછી તરતજ મારી આંખ ઉઘડી ગઇ; એટલે હું આમ તેમ ફરતો હતો ને નાશી છુટવાની કાંઇ બારી શોધતો હતો, એટલામાં મેં પેલા પત્થરની બહાર એ દુષ્ટોને વાત કરતા સાંભળ્યા. અન્દર પાપી ખેમોય હતો!"

"ખેમો?"

"હા, આવતી પૂનમે મધરાતે ગંગનાથ મહાદેવમાં દશ હજાર રૂપિયા લઇ આવો તોજ વીરસેનને છુટો મૂકીશું નહિ તો........"

વીરપાળ કમ્પી ઉઠયો. હું સ્તબ્ધ બની ગયો.

"નહિ તો વીરસેનની આશા મૂકજો." આવું એ દુષ્ટોએ પિતાજીને કહેવડાવ્યું છે! હવે ગભરાઇને પિતાજી જરૂર દશ હજાર રૂપિયા લાવવાના ને આ દુષ્ટો ફાવી જવાના!"

"અરે કંઈ વાત છે!" હું પોકારી ઉઠયો.

પણ મારો ક્રોધ નકામો હતો. હતાશ થઇને હું પત્થર ઉપર પડી ગયો. "અરે ભગવાન! બાપુજીને દાઝયા ઉપર

ડામ થશે! હરામખોરોને ફસાવવા જતાં અમે જ ફસાઇ જઇશું!"

"ગમે તેમ થાય પણ આપણે રૂપિયા નહિ આપવા દઇએ." પત્થર ઉપરથી ઉભા થઇ જતાં હું બોલ્યો.

"પણ એ તમારા હાથની વાત ક્યાં છે? બાપુ! ને રૂપિયા મળ્યા પછી કહાય........"

બહારથી કંઇક અવાજ આવતો સંભળાવાથી વીરપાળ ઘડીક મુંગો રહ્યો. ગુફાને મથાળે આવેલા નાના બાકોરા તરફ હું માત્ર જોઇજ રહ્યો.

"અરે પ્રભુ!"

"આજે બારશ થઇ છે. ખબર આપવા જનાર એ જ વખતે નીકળી ગયો છે. પાપી ભેમો એની સાથે ગયો છે."

"આ તો ફસાયા!" હું પોકારી ઉઠ્યો.

ચૌદશની સવાર હતી. અમને પેલી બીજી ગુફામાં લઇ જવામાં આવ્યા. તે દિવસે એક જ માણસ અમારી સાથે આવ્યો હતો.

આગલી આખી રાત અમે મટકું ય માર્યું નહોતું. એક જ દિવસ વીતી જાય તો બાપુજીને માથે કેટલો બોજો આવી પડે એની ચિન્તામાંજ અમે આખી રાત જાગતા પડ્યા રહ્યા હતા ને બને તો જીવના જોખમે પણ કાલે નાશી છૂટવું અને બાપુજીની પાસે જઇ પહોંચવું એમ

નક્કી કર્યું હતું. એમ કરવા જતાં મોત આવે તો તે પણ સહી લેવા અમે તૈયાર થયા હતા.

અમારા હાથપગ છોડી પેલો માણસ નિત્યનિયમ મુજબ મોં ધોવા લાગ્યો. એની પાસે તલવાર ને ભાલો હતાં. તલવાર ઉપર પોતાનો ડાબો હાથ રાખી, ભાલો નીચે મૂકી, એ નિશ્ચિન્તિથી મોં ધોતો હતો; પણ તે દિવસ અમારે મોં ધોવાની દરકાર જ ક્યાં હતી? મેં વીજળીવેગે વીરપાળ સામે જોયું. એણે મારી સામે જોયું: અમારી આંખો ચમકી, ને તે જ પળે અમે બન્ને પેલા માણસની સામે ધસી ગયા. પહેલાં પેલો કાંઇ સમજ્યો નહિ; પણ પછી પહેલે વહેલે એ ભાલો લેવા દોડ્યો. પરન્તુ વીરપાળે ભાલો ઉપાડી લીધો હતો. પેલે તરવાર ખેંચી. મામલો વિકટ થઈ પડ્યો. લડાઇ થશે એની અમને ફિકર નહોતી; પણ પેલો બૂમ પાડે તો અમારી સ્થિતિ કઢંગી થઈ પડે એનો ભય હતો; પણ આ ભય ઝાઝી વાર ટક્યો નહિ. વીરપાળના અચૂક નિશાનથી પેલો વીંધાઇ ગયો ને પડ્યો.

હવે અમે નાશી છૂટવાનો ઉપાય ખોળવા લાગ્યા. આગલી બાજુથી તો નસાય તેમ હતું જ નહિ એટલે આ ગુફાના મથાળા ઉપર ચઢી જવાય તો જ નાશી છૂટાય એમ લાગ્યું. અમે અન્દરની ગુફાના મોં આડો એક પત્થર મૂકી દીધો.

એકબે વાર ઉપર ચડવાના પ્રયત્ન કરી જોયા; પણ સીધા પત્થરો હોવાથી કાંઇ વળ્યું નહિ.

હવે?

એટલામાં વીરપાળે ગુફાને છેક છેડે ડુંગરમાંથી નીકળી આવેલા બેચાર પત્થર જોયા. વખતે એની મદદ વડે ચડાય તો ચડાય, એમ ધારી અમે ગાંડાની પેઠે એ તરફ દોડ્યા.

× × ×

બરાબર બપોર થયા ત્યારે અમે જેમતેમ કરી ઉપરના ભાગમાં જઇ પહોંચ્યા.

હવે અમારા જીવમાં જીવ આવ્યો; પણ હજીય મુશ્કેલીનો અન્ત તો નહોતો જ આવ્યો. અજાણ્યો ડુંગર, નીચે વહી જતી મોટી નદી ને એની પાર ગંગનાથ મહાદેવ ખોળવાની ચિન્તા તો હજી ઉભી જ હતી. છતાં અમે રામનું નામ લઇ પૂરવેગે નીચે ઉતરવા માંડયું.

કોઇ વાર પત્થરો ગબડતા ને તેથી અમે ય ખસી પડતા. પાછા કંઇક મૂળીઆં પકડી લેતા ને જરા કાળજીથી ઉતરતા. એમ કરતાં છેક સન્ધ્યા સમયે અમે નીચે ઉતરી રહ્યા.

હવે બરાબર એક દિવસ ને એક રાત અમારા માટે હતાં. એટલા ટૂંક વખતમાં ગંગનાથ મહાદેવનું સ્થળ ખોળી કાઢીને ત્યાં પહોંચવું જ પડે એમ હતું; નહિ તો બધી મહેનત નકામી હતી. પણ અમે તો છેવટ સુધી મહેનત કરવાનો નિશ્ચય કરીને જ ડગલું ભર્યું હતું.

રાત પડી, ચન્દ્રનું અજવાળું પથરાયું. અમે એક વાર ડુંગર તરફ જોઇ લીધું; પણ સદ્‌ભાગ્યે કોઇ આવતું ન

જણાયું. અમને જરા નિરાંત વળી. પણ હવે સામે કાંઠે પહોંચવાની ફિકર પેઠી. ચાંદનીમાં દૂર દૂર સુધી નદીનું પાણી જણાતું હતું. પટ બહુ મોટો નહોતો; પણ પાણીનો તાગ નહોતો જણાતો.

"વીરપાળ, કેમ કરીશું? તરી જઇશું કે ઉંચવાસે થઇને જઇશું?"

"તરીને. તરીને. એટલે બધે ફરવા જવાનો વખત જ કયાં છે?" વીરપાળ બબડયો ને બીજી જ પળે અમે નદીમાં ઝંપલાવ્યું.

પાણી અમે ધાર્યું હતું તે કરતાં ઘણું વધારે નીકળ્યું. મોટો ધરો છે એમ લાગ્યું; પણ અમે તો ઝપાટાભેર આગળ વધવા લાગ્યા. થાકની પરવા કરવાનો સમય નહોતો. હાથપગ હલાવવા જ જોઇએ ને સામે કાંઠે જવું જ જોઇએ એ નક્કી હતું.

સદ્‌ભાગ્યે હું સીધો સામે કાંઠે જઇ પહોંચ્યો. એક પત્થર ઉપર ઉભા રહી મેં વીરપાળ તરફ જોવા માંડયું. એ ય લગભગ આવી પહોંચ્યો હતો. મને થયું, "ચાલો, વીરપાળે ય આવી ગયો!"

પણ વીરપાળ જરા અટકયો કેમ? હાંફતો હાંફતો એ શું બોલ્યો?

"મ...ગ...ર!"

"અરે!" પાસે પડેલો એક મોટો પત્થર ઉંચકી હું પાણીમાં જરા પાછો ગયો. મેં જોયું કે વીરપાળથી બે હાથને

છેટે એક કાળો આકાર પૂરવેગે આવતો હતો.

"માર્યા! વીર, જરા નીચવાસે ખસજે."

વીરપાળ ખસ્યો ને તેજ પળે મેં પેલો પત્થર એ કાળા આકાર તરફ ફેંક્યો. ઘા ખાલી ન ગયો. પેલો કાળો આકાર જરાક ખસીને પાણીમાં અદૃશ્ય થઇ ગયો.

એટલામાં વીરપાળ કાંઠે આવી પહોંચ્યો. હું ય કાંઠે દોડી ગયો.

"શું થયું? મૂઓ કે?"

પણ મગર મર્યો કે નહિ એ જોવાની અમને પુરસદ નહોતી.

સ્હેજ શ્વાસ લેઇ અમે આસપાસ નજર કરી. આસપાસ ખેતર જણાતાં હતાં, વચ્ચેવચ્ચે ઝાડી હતી; પણ માણસની વસતિનાં ચિહ્નો સ્પષ્ટ રીતે જણાતાં હતાં.

અમે કાન માંડીને સાંભળ્યું. દૂર દૂર, ઘણે દૂર, ખેતરોની પેલી પાર કુતરાંના ભસવાનો સ્હેજસાજ અવાજ આવતો હતો. રસ્તા વગરજ અમે આડફેટા એ અવાજ તરફ દોડવા માંડ્યું. તેજ પળે ડુંગર ઉપર બે ચાર મસાલો ફરતી જણાઇ; પણ અમે એની દરકારજ ન કરી.

મુઠીઓ વાળીને અમે દોડવા માંડ્યું. દૂર દૂર એક નાનું ગામડું જણાયું. અમારાં હૈયાં હરખી ઉઠ્યાં. બમણા વેગે અમે એ તરફ દોડ્યા. એક નાની પગવાટ મળી ગઈ ને અમે એના ઉપર દોડવા લાગ્યા.

ગામ આવી પહોંચ્યું. મોખરે જ એક મોટું ઘર જણાતું હતું. ઘરધણીને જગાડી મુખીનું ઘર પૂછવું ને પછી બને તો એની પાસેથી મદદ મેળવવી એવો વિચાર હતો.

બારણાં ઠોકયાં. "એ....ભાઈ, જરા ઉઘાડો."

થોડીક વારે, બે ચાર બૂમો પાડ્યા પછી, અન્દરથી એક જાળી વાટે કોઈએ જવાબ વાળ્યો, "શું છે? કોણ છો?"

અમે જાળી પાસે દોડી ગયા. "ભાઈ, જરા બારણું ઉઘાડો તો. થોડુંક કામ છે."

"અત્યારે નહિ ઉઘડે. સવારમાં આવજો.

પેલો બબડ્યો ને પાછો ફર્યો.

"અરે ભાઇ, અમારે ઘણું જ..."

અમે બોલતા અટકી ગયા.

ફાનસ લઇને બીજો માણસ જાળી પાસે આવ્યો.

"તમારૂં નામ શું?"

"ભાઇ, નામનું...."

વીરપાળ આગળ બોલે તે પહેલાં મેં ફાનસના અજવાળામાં જોઈ લીધું કે અન્દરનો માણસ બીજો કોઇ નહિ પણ લાખો વણજારો હતો!

"અરે લાખાભાઈ!" હું બૂમ પાડી ઉઠ્યો.

"અરે! વીરસેનભાઈ!" સામેથી એટલી જ અજાયબીમાં લાખાએ પૂછ્યું ને એણે કોઇને હુકમ કર્યો, "બારણાં જલદી ખોલો."

બારણાં ઉઘડયાં ને અમે અન્દર દોડી ગયા. તે દિવસ કેદ પકડાયા પછી લાખાનું શું થયું એની અમને ખબર નહોતી.

લાખાએ એક ખાટલો બતાવ્યો ને અમે એના ઉપર પડતું નાખ્યું.

"તમે કયાંથી, બાપુ?"

"અરે ભાઇ, અમારે માથે તો ખરી થઇ છે! પણ તમે તો કેદ પકડાયા'તાને? શી રીતે છૂટયા?"

"અરે! ભગવાનની ઠીક મહેરબાની થઇ ગઇ. આપણા અમરસિંહભાઇ છેને તે અચાનક આવી ચડયા ને મને છાનોમાનો છોડી મૂકયો!"

"અમરસિંહ! હમણાં એ કયાં છે?"

"આ હમણાંજ બે ઘડી પર મારી સાંઢણી લઇ એ ગંગનાથ મહાદેવને રસ્તે ગયા છે. કોણ જાણે ઘણીજ ઉતાવળમાં હતા. હાંફલા હાંફલા જણાતા હતા!"

"ગંગનાથ?"

"હા."

"અહીંથી ગંગનાથ કેટલું થાય?"

"હુંય અહીંનો ભોમિયો નથી; પણ આ મુખી કહે છે કે અહીંથી આશરે પચાશ-સાઠ ગાઉ થાય."

"પચાશ-સાઠ ગાઉ?" અમે મનમાં બબડયા. ગંગનાથનો પત્તો તો મળ્યો; પણ ચિન્તાજનક. એક દિવસમાં

એટલી મજલ શી રીતે થશે એની ચિન્તામાં અમે પડી ગયા.

"બાપુ, આપ ક્યાંથી?"

"એ બધી લાંબી વાત છે. લાખુભા, પણ અમારે ય અત્યારે જ ગંગનાથ તરફ જવું છે. કંઇક સગવડ કરી આપો. આજ રાત પહેલાં તો ત્યાં પહોંચવું જ જોઇએ.

"ન બને." ડોકું ધુણાવી લાખો બોલ્યો, "મારી સાંઢણી હતી એટલે તો અમરસિંહભાઇને ફાવ્યું; પણ હવે તમે શી રીતે જશો? પણ ગંગનાથ છે શું એ તો કહો."

"ના, ના, લાખુભા, ગમે તેમ કરો. ફાવે તે ખર્ચ કરીને પણ એકાદ ઘોડી કે ઉંટ મેળવી દો તો ઘણી કૃપા થાય!"

"અરે બાપુ, એવું શું કહો છો?"

આમ કહી લાખાએ મુખી તરફ જોયું. મુખી ય ઉદાસ જેવો જણાતો હતો. એને વાતમાં કાંઇ જ સમજ પડી નથી, એમ એના મોઢા ઉપરથી લાગતું હતું.

"ના બને. ગામમાં એક જ ઘોડી છે, ને તે ય કામદાર સાહેબની. કામદાર સાહેબ કાંઇ આપે?"

× × ×

ઘણી વાટાઘાટ પછી લાખો ને મુખી કામદાર પાસે જઇ તેની ઘોડીની માગણી કરે એમ ઠર્યું. મુખી ને લાખો કામદારને ઉતારે ગયા.

થોડી વારે લાખો પાછો આવ્યો.

અમે પૂછ્યું, "કેમ ?"

"કામદાર કહે છે, 'પાંચસો રૂપિયા અનામત મૂકો તો જ દઉં. નહિ તો નહિ.'"

હવે? ત્યાં પાંચસો રૂપિયા ક્યાંથી કાઢવા? પણ લાખો બોલી ઉઠ્યો, "બાપુ, ફિકર ન કરશો. પાંચસો શું પાંચ હજાર સોનામહોરો છે. ઘણી તપાસ પછી આજ સવારે જ મને એ મળી છે. હું ઘોડી લાવું છું."

લાખો પાંચસો મહોરો લઇ ઉપડ્યો ને ઘોડી લઇ આવ્યો.

હમણાં બધી વાત કહેવાથી લાખો નાહકનો ગભરાશે એમ ધારી અમે એને એટલું જ કહ્યું કે "તમે કાલ બપોર સુધી અહીં અમારી વાટ જોજો."

"ભલે."

ને અમે બન્ને જણ ઘોડી ઉપર બેઠા. બે તલવારો પણ લઇ લીધી. રસ્તો તો સીધો જ છે, એમ જાણી લઇને અમે ઉપડ્યા.

ગામો વટાવતી ઘોડી પૂરપાટ દોડતી હતી. અમે લગભગ ભળભાંખળે નીકળ્યા હતા. હવે મનમાં કંઇક આશા બંધાઇ હતી કે વખતે વખતસર પહોંચી જઇશું ખરા.

મધ્યાહ્ન થયા. એક નાના ગામડા આગળ થોભી અમે કંઇક ખાઇ લેવાનો ને ઘોડીને સ્હેજ આરામ આપવાનો વિચાર કર્યો. બે દિવસના કડાકાથી અમે ભૂખ્યા વરુ જેવા થઇ ગયા હતા.

એક ભલા બ્રાહ્મણે અમને ખાવા આપ્યું. થોડીને ય થોડું ખડ મળ્યું. બાપડી ઘોડી તો એટલું હાંફતી હતી કે પાસે પડેલું ખડ પણ ખાઈ શકી નહિ. અમે ય થોડા થોડા કોળિયા ભર્યા.

પેલા બ્રાહ્મણે ખાવા આપવા ઉપરાન્ત એક શુભ સમાચાર જણાવ્યા કે "સવારમાં જ એક ઉંટસ્વાર અહીંથી ગયો."

અમે ઘણા જ રાજી થયા ને વ્હેલા વ્હેલા તૈયાર થઇ આગળ મજલ શરુ કરી. નદી, નાળાં, કોતર ને ગામો વટાવતી ઘોડી દોડી જતી હતી. બાપડીને મોંઢે ફીણના ફીસોટા નીકળતા હતા; પણ અમે નિરાધાર હતા. બીજું એકે ઘોડું ત્યાં મળે એમ નહોતું.

સાંઝ પડતાં અમે એક નાના ઝુંપડા પાસે આવી પહોંચ્યા. ભલો ખેડૂત ઝુંપડાના બારણામાં બેઠો હતો, અમારી તરફ નવાઇ પામી જોઇ રહ્યો હતો. ઘોડી સ્હેજ થોભાવીને અમે પૂછ્યું, "બાપુ, ગંગનાથ કેટલું રહ્યું ?"

ડોસો વધારે નવાઇ પામ્યો, "ગંગનાથ ?"

"હા."

"આસરે દશેક ગાઉ."

સાંઝ પડી હતી. રાત પડવાની હવે ઝાઝી વાર નહોતી. થાકેલી ઘોડીએ ને અજાણ્યે રસ્તે અંધારામાં હવે શી રીતે

પહોંચાશે એની ફિકર પેઠી. પણ છતાં અમે તો ઘોડી હાંકયે રાખી.

ખેતર દેખાતાં બન્ધ થયાં. ઝાડી શરુ થઇ. ઘોડી હજી ય પૂરપાટ દોડતી હતી, એનાં નસકોરાં ફાટતાં હતાં.

એક વળાંક આવ્યો. ફીણના ફીસોટા ઉરાડતી ઘોડી વાંકે રસ્તે વળી. પણ....પણ એક આંચકો લાગ્યો. ઘોડી ઉછળી ને ધબ લઈને હેઠી પડી. અમેય ઉછળીને નીચે પડચા.

હું કોઇક જીવતી વ્યક્તિ ઉપર પડચો હતો. નજીક એક જાનવર હતું: સાંઢણી જેવું.

"કોણ છે?"

"કોણ છે?"

અમે સામસામા પ્રશ્નો પૂછી લીધા. એક બીજાને અંધારામાંય ઓળખી લીધા.

હું જેના પર પડચો હતો તે બીજો કોઇ નહિ પણ અમારો વ્હાલો દોસ્ત અમરસિંહ જ હતો! મને જરા હરખ થયો. મેં પૂછ્યું, "અરે! અમર, તું અહીં કયાંથી? કયાં જાય છે?"

"અરે બાપુ! ન જાણતા હો તો રહેવા દો. ન પુછશો. નકામા દિલગીર થશો."

"શું ? ગંગનાથની વાત કે બીજી કાંઈ? અમે ત્યાંજ જઇએ છીએ."

"હુંય ત્યાંજ જતો હતો; પણ વચ્ચે આ અકસ્માત નડયો!"

અમે ઉભા થઇ ગયા. વીરપાળ પણ પાસે આવી પહોંચ્યો. બહુ જ ટૂંકાણમાં અમે પતાવ્યું. અમને મળેલી બાતમી ખરી જ હતી. અમરસિંહ ત્યાંજ જતો હતો. બની શકે તો બાપુજીને રૂપિયા ન આપવા દેવા એવું એણે નક્કી કર્યું હતું.

"આટલે તો પહોંચી જાત; પણ ત્યાં તો આ બિચારીનો પગ મચકોડાયો."

વાત દર્મિયાન સાંઢણી ઉભી થઇ ગઇ હતી. અમરસિંહે એની નાથ પકડી લીધી. પડેલી સાંઢણીની ઠોકર અમારી ઘોડીને વાગી હતી.

"ચાલો હવે એક પળેય નકામી ન જવી જોઇએ." આમ કહી વીરપાળ ઘોડીને ઉઠાડવા ગયો.

પણ—પણ—ઘોડીની ફૂંક નીકળી ગઇ હતી. એ શબ થઇ પડી હતી! અમે એ જોયું ને એક ઉંડો નિસાસો મૂકયો.

"અરે, આ વળી નવી આપદા!"

"હવે આવી જાવ આના પર."

એમ કહી અમરે સાંઢણી નીચે બેસાડી. અમે ત્રણે જણ તેના ઉપર ચડી બેઠા. અમરે ઈસારો કર્યો ને સાંઢણી ત્રણ પગે ઉપડી.

પહોર રાત વીતી ગઈ. શિયાળવાં બોલવા લાગ્યાં. અમે ચોપાસ નજર નાખી. બધે ઝાડી જણાતી હતી, કોઈ ગામનું કે ગંગનાથ મહાદેવનું નામ નિશાન જણાતું નહોતું!

"માર્યા! આટલી દોડાદોડ છતાં કાંઈ નહિ વળે. કાં તો ભૂલ્યા પડ્યા છીએ કે કાં તો ગંગનાથ હજી ઘણા દૂર છે."

"અરે પ્રભુ! આજ લાજ રાખજે."

પણ એજ—એજ પળે, વીરપાળ બોલી ઉઠયો, "જુઓ, જુઓ, સામે દીવો જણાય!"

દૂર દૂર એક ઝાંખો દીવો જણાતો હતો, કાળા ઉંચા મકાનનું ધાબું જણાતું હતું. અમે સાંઢણીને એ તરફ હાંકી.

"અહા! ફાવ્યા!" અમર બોલી ઉઠયો. "બસ, આ જ ગંગનાથ મહાદેવ!"

"જય ગંગનાથ!" અમે ત્રણે જણ બોલી ઉઠયા.

થોડીક વારમાં અમે આંગણામાં આવી પહોંચ્યા.

અત્યાર સુધી અમે ગમે તેમ વર્ત્યા હતા; પણ હવે જરા વધારે ચૂપકીદી જાળવવી પડશે એમ લાગ્યું. તરવારો લઈ અમે એક નાના બારણા વાટે અન્દર પેઠા.

મોટું ચોગાન હતું. ચોગાનને છેડે ઓટલો હતો ને તેના ઉપર એક ગોખલામાં ઝાંખો દીવો બળતો હતો. એક તરફ પાંચ સાત માણસો કંઇક વાતો કરતાં હતાં.

અમે હવેલી પાછળ ફરી વળી પેલાં માણસો હતાં ત્યાં જઈ પહોંચ્યા.

અમે સાંભળ્યું, "એ નહિ ચાલે. રૂપિયા પૂરા કરો; નહિ તો કાલ રાતે તમારા—"

"અરે! મારી કુળદેવીના સોગન ખાઇને કહું છું કે કાલે જ બાકીના રૂપિયા આપી દઇશ. કાંઈ દગો કરૂં તો આ ગંગનાથના સોગન."

"ગંગનાથ ને બંગનાથ. માણસ મોકલી અત્યારે જ રૂપિયા મંગાવો. નહિ તો...."

પેલો ઘોઘરે અવાજે બોલતો, બુકાનીવાળો માણસ ગુસ્સાથી બોલ્યો. વચ્ચે અટકીને એણે તલવાર ઉંચી કરી.

"નકામી જીદ ન કરો. રૂપિયા અત્યારે જ મંગાવો."

"ભાઇ, ભાઇ, જરા દયા...."

"નહિ, નહિ, રૂપિયા લાવો કે...."

"કે તલવાર ચલાવો."

અમે ત્રણે જણ એકી સાથે બોલી ઉઠયા. હવે વધારે ધીરજ અમે ધરી શકયા નહિ.

પેલો પાછો ફર્યો. એની પાછળ બીજા બે જણ પાછા ફર્યા.

ઘડીક તો એ ત્રણે જણ ગુંચવાયા; પણ પછી તરત જ તરવારો તાણી તેઓ અમારા તરફ ધસ્યા.

× × ×

અમારા ઝનુનનું પૂછવું જ શું? બધી રીસ વાળવા અમે હતું એટલું જોર દાખવી તરવારો ફેરવતા હતા: ગોળ ગોળ ફર્યે જતા હતા ને ઘા કર્યે જતા હતા.

એક જણ પડયો. બીજો પડયો. પેલો સરદાર જેવો જણાતો ઉંચો આદમી હવે ગભરાયો. એક છલંગ મારી એ ઓટલા પરથી કૂદ્યો ને મન્દિરની પાછલી બાજુ તરફ અદૃશ્ય થઇ ગયો.

× × ×

બાપુજી આઠ હજાર રૂપિયા લઈને આવ્યા હતા. બે હજારની જોગવાઇ થઇ શકી નહોતી, છતાં આવતી કાલે એ પણ લાવવાની એમણે ગોઠવણ કરી રાખી હતી.

પેલો પાપી બદમાસ એ જ ઘડીએ પૂરી રકમની માગણી કરતો હતો.

પણ ભગવાન બેલી છે ને!

મારા બાપુએ મને જોયો. એમની આંખમાંથી આંસુ નીકળી પડયાં. "બેટા!" એટલું જ એ બોલી શકયા.

કેટલીય વાર સુધી અમે એક બીજાની બાથમાં વળગી રહ્યા.

× × ×

પેલા બદમાસની અમે ઘણી તપાસ કરી; પણ એક. સાંઢણીનાં પગલાં સિવાય એનો કાંઈ પત્તો ન લાગ્યો.

છેવટ એને જવા દઇ રૂપિયા લઇને અમે ઘર તરફનો રસ્તો લીધો. એક જણને લાખા વણજારાને તેડવા મોકલ્યો.

× × ×

ઘેર પહોંચી હું માને પગે પડયો. અજાયબીમાં ગરક થએલી માએ મૂંગે મોઢે જ અમારાં ઓવારણાં લીધાં.

× × ×

વ્હાલાં મિત્રો! હમણાં તો જરા થાક ખાવા દો. પછી કોઇ વાર નિરાંતે અમરસિંહની ને લાખા વણજારાનાં પરાક્રમોની વાતો જણાવીશું. પાછળથી જઇને અમે પેલી ગુફામાંથી કેટલુંક ઝવેરાત ને મંગળસૂત્ર વગેરે લઈ આવ્યા હતા તેની વાત પણ કહીશું.

હમણાં તો રામ રામ.

